# કાળું ગુલાબ

એલેક્ઝાંડર ડૂમા



૧-૦-૦

ગાંડીવ

રસભરી ઐતિહાસિક નવલકથા

# કાળું ગુલાબ

લેખક
એલેકઝાંડર ડૂમા.

પ્રગટકર્તાઃ
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦–કેળાંપીઠ,
સુરત.

સર્વ હક પ્રકાશકર્તા સંસ્થાને સ્વાધિન છે.






મા છાપી નટવરલાલ મૂળચંદ
વીમાવાળાએ 'ગાંડીવ સાહિત્ય
મંદિર' માટે પ્રગટ કર્યું

ઈ. સ. ૧૯૨૫ સંવત ૧૯૮૧

પ્રથમાવૃત્તિ

## અનુવાદક તરફથી—

એલેકઝાંડર ડૂમાના નામનો પરિચય, આજથી પાંચેક વરસ પર તો કદાચ ગુજરાતને આપવાની જરૂર રહેત પરંતુ નવલકથાઓની એક અપૂર્વ કલાવિધાનની શૈલીના એ સ્રષ્ટા મારફતે–ફ્રાન્સના એ અમર નવલકથાકાર દ્વારા, ફ્રાન્સ અને ગુજરાતના નવલ-સાહિત્યો કોઈ અજબ સંધાણથી, ગયા પાંચ વરસ દરમ્યાન સંધાયા છે શ્રી. કનૈયાલાલ મુન્શીનું નામ ગુજરાતના નવલ-કારોમાં આજે મોખરે બિરાજે છે અને તેમણે પોતાની પ્રેરણાના અમૃત ફ્રાન્સને ઓવારે પીધા છે એલેકઝાંડર ડૂમાના ઓજસને એમણે પોતાની સ્વતંત્ર પ્રતિભા વડે રસીને ગુજરાતને આંગણે ઉતાર્યું છે એટલે હવે ડૂમાની પિછાન ગુજરાતને કરાવવાની ન હોય.

ડૂમાની અસંખ્ય નવલકથાઓમાં

"બ્લેક ટ્યુલિપ" નુ સ્થાન અવગણના-
પાત્ર કે નીચુ તો નથીજ એ સૌ કબૂલશે
એ "બ્લેક ટ્યુલિપ"ને આ "કાળુ
ગુલાબ" નામથી ગુજરાતીમા ઉતારવાનો
પ્રયત્ન કર્યો છે તે કેટલે અશે સફળ
થયો છે, એ તો વાચકોજ કહી શકે
એટલુ સ્પષ્ટ કરવાની ખાસ જરૂર લાગે
છે, કે "કાળુ ગુલાબ" એ બ્લેક ટ્યુલિપનો
તરજુમો નથી-તેમ ઉપર અનુવાદક શબ્દ
વાપરેલો છતા, હાલ ચાલતી આવેલી
વ્યાખ્યા મુજબનો એ અનુવાદ પણ
નથી--એ એક adaptation છે-અનુકૂળતા
મુજબ ટુકાવીને કઈંક નવો ઘાટ આપેલુ
સ્વરૂપ છે એ વસ્તુ ધ્યાનમા રાખીને સૌ
કોઇ એનો તોલ બાધે

ઈશ્વરલાલ વીમાવાળા

# પ્રવેશક

હોલાંડમાં એક વખત જ્હોન ડેવિટ અને કોર્નેલ ડેવિટ નામના બે ભાઇઓની દેખરેખ નીચે ચાલતું પ્રજાસત્તાક રાજ્ય હતું થોડોક કાળ એ રાજ્ય એવી રીતે ચાલ્યું પછી ડચ લોકો એ બે ભાઇઓથી અને તેમની રાજ્યવ્યવસ્થાથી કંટાળી ગયા તેમણે તેમની પાસેથી બધી સત્તા ખુંચવી લીધી અને પુન મોનર્કી જાહેર કરીને વિલિયમ (ઓફ ઓરેન્જ) નામના એક જૂના રાજવંશીને ગાદી પર બેસાડયો ડેવિટ ભાઇઓને તેમણે પ્રથમ તો પેન્શન આપી ઘેર બેસાડયા

પરંતુ ચંચળ સ્વભાવના એ ભાઇઓ માત્ર પેન્શન લઇને પોતાની જામેલી સત્તા જતી કરી દે એવા કાચા ન હતા તેમણે ફ્રાન્સના રાજા ચૌદમા લુઇ સાથે પત્રવહેવાર અને બીજી ત્રીજી ખટપટ કરવા માંડી, પરંતુ તેમ કરતાં તેઓ પકડાયા

દુનિયાના મનુષ્યોને એવીજ ટેવ હોય છે કે ઉગતા સૂરજને પૂજવો અને પડતાને પાટુ મારવી વિલિયમ રાજા થયો એટલે દરેક જણ તેની ગ્હોડમાં ભરાવા લાગ્યું અને ડેવિડ બાઇઓના પ્રત્યે શત્રુતાની લાગણી પ્રદર્શિત કરવા લાગ્યું એક ડાવનગમ્બોર મકોએ મોર્નેલ પર આરોપ મૂક્યો કે એણે રાજા વિલિયમનું ખૂન કરવા માટે અમુક માણસને પૈસા આપી રોક્યો છે ને એ આરોપ ભરકોર્ટમાં પુરવાર કરવામાં આવ્યો ઓફીસરોએ મોર્નેલને પકડી જેલમાં પૂર્યો ત્યાં તેની પાસે વિલિયમના ખૂનનો પ્રયાસ કરવાની વાત કબૂલાવવા માટે તેને ખૂબ રીબાવવામાં આવ્યો

વળી વિશેષ કે એવું જાહેર થયું કે ડેવિડ બાઇઓએ નામના રાજાને ગાદી પર પાછા લાવવાનું આમંત્રણ ગુપ્ત રીતે મોકલ્યું છે સત્યાનાશ! આ આક્ષેપ પણ-કોણ જાણે કેવી રીતે-ભરકોર્ટની વચ્ચે પુરવાર થયો સત્તાધિકારીઓએ જહોન તથા કોર્નેલ બન્નેને દેશનિકાલની શિક્ષા ફરમાવી

અહીંથી આ વાર્તા આગળ ચાલે છે



# કાળું ગુલાબ

## પ્રકરણ ૧ લુ.

### જેલરની કન્યા.

મધ્યાહ્નનો સમય હતો.

હોલાંડના સાત પરગણાઓના મુખ્ય શહેર 'હેગ'મા આવેલી પેલી ભયાનક બ્યુટન જેલના ઓટલા પર, દરવાજા આગળ એક આશરે પચાવન વર્ષનો પુરૂષ ઉભો હતો

એ પુરૂષનો પોશાક ઘણોજ સાદો હતો એક સફેદ પાટલુન અને સફેદ જીનનો હાફકોટ, જેના આગલા ભાગ પર એની લાંબી દાઢી મળવળ મળવળ થયા કરતી હતી- એના કોટની નીચે જાકીટ સરખુયે ન હતુ એની આખો ઝીણી અને કાળી હતી એના ગાલ અને કપાળ પર ઘણી કરચળીઓ પડી હતી અને એણે અનેક સુખદુખના શીળાતડકા જોયા હોય એવું એના મુખની છાયા પરથી દીસી આવતુ હતુ

એની પાસેજ ઓટલા પર એક યુવાન ઉભો હતો એના કપડા પરથી અને એની રીતભાત પરથી એ પેલા

વૃદ્ધ પુરૂષનો નોકર હોય એમ માલમ પડતુ હતુ

થોડીવારે વૃદ્ધ પુરૂષે જેલનો મોટો દરવાજો ખખડાવ્યો. સાકળ ઠોકી, ને બૂમ પાડી –

"આયફ્સ! આયફ્સ!"

એને પણ ઉમ્મરમા વટાવી જાય એવો એક ડોસો હાથમાની લાકડી ઠોકતો ઠોકતો એક ઓરડીમાથી નીકળી દરવાજા પાસે આવ્યો તેણે જાળીઆમાથી જોઇને પૂછ્યુ

"કોણ? મિ જ્હોન ડેવિટ? અમારા જૂના પ્રમુખ સાહેબ?"

'હા તેજ કમનસીબ માણુસ' જ્હોને શાત ગંભીર સ્વરે જવાબ આપ્યો

આયફ્સે બહુજ લળીલળીને સલામ કરી અને પૂછ્યુ –"બોલો સાહેબ, શુ હુકમ છે?" પરતુ એની એ નમ્રતા અને વિવેકમા ભારે વ્યગ હતો.

"આયફ્સ, તુ જાણે છે કે અમને દેશનિકાલની સજા થઈ છે "

આયફ્સ જરા ભવા ચઢાવીને બોલ્યો–" મિ૦ જ્હોન, જરા બોલવામા વિવેક રાખો, વિવેક મારી સાથે તુ–તા કરશો તે નહિ ચાલે, હવે કંઇ હુ તમારો નોકર નથી"

પ્રજાસત્તાકનો પ્રમુખ સડકજ થઇ ગયો! અરેરે! એક દિવસ એવો હતો કે એની ચિઠ્ઠીને માન નહિ આપે તો આયફ્સનો રોટલો જાય એમ હતુ, અને આજે?

૫

આજે તેજ આયફ્સ એની સાથે કેવા રોફ અને તોછડાઇથી વાત કરી રહ્યો હતો!

પ્રભુના ખેલ ન્યારા છે! કાળની કરામતને કોઇ કળી શકતુ નથી

આયફ્સે ચખાડેલો અપમાનનો ઘુટડો ગળી જઇને જ્હોને કહ્યુ–" મિસ્ટર આયફ્સ, અમને મળેલી દેશનિકાલની સજા પ્રમાણે આ દેશ છોડી જવા માટે હુ મારા ભાઇને લેવા આવ્યો છુ "

આયફ્સને પ્રથમથીજ ઓર્ડર મળી ગયો હતો, કે દેશ બહાર નીકળી જવા માટે કોર્નેલને છોડી મુકવો પરતુ તેને તેડવા માટે આવી રીતે એનો ભાઈ આવશે એમ ધાર્યું નહતુ તેથી એણે જવાબ આપ્યો

"તમે બહાર ઉભા રહો હુ હમણા કોર્નેલને છોડી મૂકુ છુ "

"આયફ્સ! અરે–મિસ્ટર આયફ્સ, તમે જરા મને અદર નહિ આવવા દો? મારે કોર્નેલને જેલમાજ મળવુ છે "

"બને જણાએ ભેગા થઇ મારૂ ખૂન કરવુ છે, કેમ?" ડોસો દાત પીસી ડોકુ ધુણાવતા બોલ્યો.

જ્હોન ડેવિટ ઝંખવાણો પડી ગયો મનમા એને આયફ્સ ઉપર ખૂબ ક્રોધ ચઢ્યો, કઇક એની દયા પણ આવી. "હાય! આ ડોસો તો એમજ સમજે છે કે જાણે અમે ખરેખરા ખૂનીજ હોઇશુ ..." એવો વિચાર એના મનમા ખૂચવા લાગ્યો.

"મિસ્ટર આયફસ, હું ખુની નથી-અમે કંઇ ખૂની નથી . ." જ્હોને ડાસાને સમજાવવા પ્રયત્ન કર્યો

"વારૂ સાહેબ એમ કાંઇ હું બાળવાઉ એવો કાચો નથી." જેલરે તેને અધવચ્ચે જ અટકાવીને કહ્યું

પરંતુ પળવારમાં આયફસની પાછળ કેટલેક અંતરેથી કોઇક સ્ત્રીના કંઠનો તીણો મધુર અવાજ આવ્યો –

"એમ શું કરો છો ? બાપુજી, પ્રમુખ સાહેબ કંઇ એવા માણસ નથી એમને અંદર આવવા દો "

જેલર ડોસાએ પાછળ ફરી જોયું એની અઢાર વર્ષની એકની એક દીકરી-રેઝા-એના અવિવેકને માટે એને ઠપકો આપી રહી હતી

વાચનાર ! શુષ્ક અને નિર્દય હૃદયના જેલર પિતાને ઘેર એની એ સુંદર કન્યા રેઝા એક ખરેખર મધુર સુવાસિત ગુલાબજળ હતી બાપ દીકરીના સ્વરૂપની પેઠે સ્વભાવમાંયે આસમાન જમીનનો તફાવત હતો. આયફસનો દેખાવ કંગાળ, એના મ્હોંનો ઘાટ વાંકો ચુંકો અને દાંત પડી ગયેલા હોવાથી કંઇક બીહામણો લાગતો હતો રેઝા ! બ્રહ્માજીએ ગોઠવેલી એના મુખમાંની શ્વેત દંતાવલિના રંગ સાથે હરિફાઇ કરે એવા ગૌર શરીરની રેઝા, આયફસ ડોસાના ઘર રૂપી શીપમાં મોતી સમાન હતી. એના મુખનો ઘાટ ગોળ અને ભરાવદાર હતો એની આંખો ભૂરી પણ તેજસ્વી હતી એના માથાના વાળ સોનેરી હતા, અને જ્યારે એ ખુલ્લે માથે

એનુ ભૂરૂ રેશમી ફ્રૉક પહેરીને બજારના રસ્તા પર થઇને જતી ત્યારે દુકાનોમા બેઠેલા તેમજ રસ્તે જતા આવતા દરેક આબાલવૃદ્ધ સ્ત્રી–પુરૂષ બે ઘડી એના પ્રત્યે મીટ માંડીને જોયા વગર રહેતા નહિ ગ્રાયફસ સ્વભાવે કઠણ હૈયાનો હતો એણે તો પ્હણે ઉભા કરેલા ફાસીના માચડા પર સેકડો સદોષ–નિર્દોષ માનવીઓના ગળા રેસાઇ જતા જોયા હતા પણ રોઝા તો એના પોતાના શરીરની કોમળ ચામડી કરતા યે મૃદુ સ્વભાવની હતી એણે હજુ સુધી એકે મનુષ્યને ફાસી દેવાતી જોઇ ન હતી–એનાથી એ ભયકર દૃશ્ય જોવાતુ જ ન હતુ, એટલું જ નહિ, પણ કોઇવાર એનો બાપ એને ફાસી કે વધની વાતો કહેતો તે સાભળતા યે એનુ અગ ધ્રૂજી ઉઠતુ હતુ

રોઝા પિતાની પાસે આવી. બાપની કમ્મર લટકતો કુંચીનો ઝુમખો હાથમા લેતા તે બોલી

“ બાપુજી, તમે ખસી જાઓ, હુ દરવાજો ઉઘાડી તેમને અદર લઉ છું. પછી જોઇએ તે મારૂ ખૂન કરે છે કે કેમ ? ”

એમ કહેતા એણે દરવાજો ઉઘાડયો જ્હોન ડેવિટ અને તેનો નોકર અદર દાખલ થયા રોઝાના માથા પર હાથ મૂકી જ્હોને કહ્યુ

“ શાબાશ, બેટા, ધન્ય છે તને ! પ્રભુ તારૂ કલ્યાણ કરો ”

ગ્રાયફસ આભો બની ગયો પછી તેણે જ્હોનને

દાખલ કરવા બાબતમા કંઈ વાધો લીધો નહિ વાંધો લેવા જેવુ હતુ પણ નહિ.

રોઝાએ પાછો દરવાજો બંધ કરી ચાવી પિતાને પાછી આપી જ્હોન અને તેનો નોકર જે ભોયરામા કોર્નેલને પૂર્યો હતો તે તરફ જવા લાગ્યા. તેઓ ચાર ડગલા ચાલ્યા ન હશે એટલામાજ જેલની બહાર કેટલેક દૂર સેકડો માણસો હાથમા લાઠી, બંદુક, પિસ્તોલ વગેરે હથિઆરો સાથે "મારો, કાપો, તોડો, ફોડો! દેશદ્રોહીનુ નિકંદન કહાડો!" એવા એવા અનેક બરાડા પાડતા, ઘાટાશોરથી આખો રસ્તો ગજવતા, જેલ તરફ ધમી આવતા દેખાયા



## પ્રકરણ ૨ જુ.

### રીબાવેલો કેદી.

એક અંધારા ભોયરા જેવા કેદખાનામા આશરે પચાસ વર્ષનો પુરૂષ ખાટલા પર નાખેલી સાદડીના ઉપર વિચારમા લીન થઇને સૂતેલો હતો એનો એક હાથ માથા નીચે અને બીજો ખાટલા પરથી ઝુલતો હતો બંને હાથના કાંડા ભાગેલા-કચડાયલા-હતા તેમાથી થોડી થોડી વારે લોહીના ટીપા ટપકતા હતા એના માથા નીચે ગોઠવાયલા કતાનના તકીઆ ઉપર અને ખાટલાની નીચેની પત્થરની જમીન ઉપર ટપકેલુ લોહી ભેગુ થયુ હતુ

એના ડાબા ખભા પર એક અને જમણા પર બે ડહામ દેવાયલા માલમ પડતા હતા

વાચનાર !

આ કેદી તે બીજો કોઇ નહિ પણ જ્હોન ડેવિટનો સગ્ગો ભાઇ કોર્નેલ ડેવિટ હતો એના પર રાજા વિલિયમ ઓરેન્જનુ ખુન કરવાનો આરોપ મૂકાયલો હતો એ આરોપનો અપરાધ એની પાસે કબુલ કરાવવા માટે એના શરીરના અવયવોની આવી સ્થિતિ કરવામા આવી હતી

કોર્નેલની જગાએ બીજો કોઇ હોત તો–રોજના ભયાનક રીબામણાની દારૂણ વ્યથામાથી બચી જવાને ખાતર પોતે ન કરેલા અપરાધ પણ "હા મે કર્યો છે," એમ કહીને તે કબુલ કરી દેત પરતુ કોર્નેલ જુદીજ પ્રકૃતિનો માણસ હતો સ્થૂલ દેહને સ્થૂલ યત્રણામાથી બચાવી લેવાને ખાતર તે અસત્યવાદનો આશ્રય ગ્રહણ કરે એવો ન હતો આખા જીવનમા એણે માત્ર સચ્ચાઇ અને નીતિનાજ કામો કર્યા હતા. દેશસેવાની એના અતરમા ભારે ધગશ હતી અને પોતાના નીતિના સિદ્ધાતોને અનુસરીને દેશની, માતૃભૂમિની અને જન સમાજની સેવા કરવાને માટેજ એણે પોતાનુ આખુ જીવન હોમી દીધુ હતુ એનામા કામ કરવાનુ અને શરીર કષ્ટ સહન કરવાનુ અથાગ સામર્થ્ય હતુ. શરીર પર ઢબ્બુ જેવડા મોટા ત્રણ ત્રણ ડામ પડવા છતા, અને બને હાથના કાડા કચડાયલા હોવા છતા એને જાણે તે વિષે

કંઇજ લાગતું ન હતું આખો દિવસ અને રાત એને પોતાના દેશના, માતૃભૂમિની સ્વતંત્રતાના અને તેનો ઉદ્ધાર કરવાનાજ વિચારો આવ્યા કરતા હતા દેશના દુખી અને ગરીબ જનોને કેવી રીતે સહાય કરવી તેની યોજનાઓ ઘડવામાજ એનુ ચિત્ત નિરંતર રોકાયલુ રહેતુ.

કોઇ કોઇ વાર એને એના ભાઇનો વિચાર પણ આવતો હતો એ એમજ માનતો હતો કે મારી પેઠે મારા ભાઇ જ્હોનને પણ કોઇ બીજા ભોયરામા આવીજ રીતે રીબાવવામા આવતો હશે

પરંતુ એ વાત ખોટી હતી એનો ભાઇ જ્હોન તો અત્યારે એના કેદખાનાના જાળીયા પાસે આવીને ઉભો હતો. અને ઉત્સુક નજરે એના પ્રત્યે જોઇ રહ્યો હતો.

દૂરથી ધસી આવતા ઉશ્કેરાયલા હથિઆરબંધ પ્રજાજનોને જોઇને જ્હોન પ્રથમ તો ચમક્યો પરંતુ પછી તરતજ એ લોકોનો ઉદ્દેશ કળી ગયો તેઓ એનુ અને એના ભાઇનુ ખૂન કરવાને આવતા હતા

“ રોઝા ! દીકરી ! આ લોકો અમને-મને અને કોર્નેલને-મારી નાખવા માટે આવે છે તુ પેલી ઓરડીમા જઇને જમાદાર ટીલીને નહિ ચેતાવે ? કે આ લોકોને જેલમા પેસતા અટકાવજો... . ”

જમાદાર ટીલી, બ્યુટન જેલનો મુખ્ય રક્ષક હતો. એના હાથ નીચે વીસ બંદુકધારી સિપાઇઓ હતા. તેઓ એ વિશાળ જેલનું ચારે બાજુથી રક્ષણ કરતા, અને

અંદર પૂરાયલા કેદીઓ નાસી જાય નહિ તેની ચોકી રાખતા હતા

જ્હોન ડેવિટની આજ્ઞા સાભળતાજ ચપળ બાળા જમાદાર ટીલીની ઓરડી તરફ દોડી ગઈ જ્હોન પણ એકદમ કોર્નેલના કેદખાનાના પગથીઆ ચઢી જાળીઆ પાસે આવી લાગ્યો હવે એક પળ પણ ગુમાવવા જેવો વખત નહતો એણે બૂમ પાડી

"કોર્નેલ ! કોર્નેલ !!"

ગાઢ વિચારનિદ્રામાથી કોર્નેલ ચમકીને જાગી ઉઠયો "કોણ ? જ્હોન ? મારા મોટાભાઇ ?"

"હા કોર્નેલ, ચાલ આપણે ચાલ્યા જવાનુ છે."

"કયા ?"

"આ દેશ છોડીને બહાર આપણને બંનેને દેશનિકાલની સજા થઇ છે"

"મોટાભાઇ, અંદર આવો, અંદર આવો બારણુ ખુલ્લુ છે. મારે પગે-પગને તળીએ-ડ્હામ દઇને જેલર હવે બારણુ ખુલ્લુ મૂકતો ગયો છે"

જ્હોને અંદર પ્રવેશ કર્યો કોર્નેલની પાસે આવી તેની દશા જોતા એનું અંગ ધ્રૂજી ઉઠયુ ડ્હામ દેવા ચલા ખભા અને પગ પર હાથ ફેરવતા જ્હોન બોલ્યો-"હાય ! કોર્નેલ ! પાપીઓએ તારી આવી દશા કરી છે !"

"હા. મોટાભાઇ......"

" વખત આવશે ત્યારે, કોર્નેલ, આપણે આનું વેર લીધા વગર નહિજ રહીશુ " કોર્નેલને બોલતો અટકાવી વચમા જહોને દાંત કચકચાવીને કહ્યુ

કોર્નેલ બોલ્યો-"મોટાભાઇ, વખત તો આવથો ન આવવો ઉપરવાળાના હાથમા છે એની ઇચ્છા વિરૂદ્ધ આપણે શુ કરી શકવાના હતા ? "

જહોન કઇ બોલ્યો નહિ એણે કોર્નેલનો લોહી ઝરતો હાથ પોતાના હાથમા લીધો નાના ભાઇનુ દુ ખ જોઇને એની આખમા અશ્રુ ઉભરાયા.

" ભાઇ, કોર્નેલ, તને દુ ખ તો ઘણુ થતુ હશે !" તેણે ગદ્‌ગદ કંઠે પુછ્યુ.

" થાયસ્તો થતુ હતુ, પરતુ તમને પાસે જોઇને મારૂ દુ ખ વણ્ ઓછુ થઇ ગયુ છે " કોર્નેલે અત્યત મૃદુ સ્વરથી જવાબ આપ્યો

" કોર્નેલ, તારાથી મારી સાથે અવાશે ? "

" ત્યારે શુ ખરેખર આપણુને દેશનિકાલનીજ સજા થઇ છે ? '

" હા, ભાઇ "

" હુ તો ફામીનીજ આશા રાખીને બેઠો હતો. આજે ચાર દિવસ થયા હુ પ્રભુ પાસે મારા પાપોની માફી માગી રહ્યો છુ "

એટલામા જેલ બહાર ભારે ઘોઘાટ અને હોકારા થયાનો અવાજ આવ્યો. ડેવિટ ભાઇઓ ઉપર ક્રોધે

ભરાયલા, ખોરવાયલા, અને તેમનું લોહી પીવાને તલસી રહેલા પ્રજાજનો દરવાજા પર આવી પહોચ્યા હતા જમાદાર ટીલી અને તેના વીસ બહાદુર ઘોડેસ્વાર સિપાઇઓએ તેમને જેલનો દરવાજો કુદી અંદર આવતા ખાળ્યા હતા. તેમની વચ્ચે ચાલતી તકરારના એ ધાટાશોર ને હોકારા હતા.

કોર્નેલે ચમકીને પૂછ્યુ–" મોટાભાઇ, એ શું ? "

" એ તો પેલા હેગના નિમકહરામ શહેરીઓ આપણો જીવ લેવા આવ્યા છે " જહોન દાત વચ્ચે જીભ દબાવી શબ્દો ચીપીચીપીને બોલ્યો –" જેમના સુખને ખાતર આપણે આપણાં જુવાનીના વર્ષો એળે ગુમાવ્યા, જેમની સેવાને માટે આપણે આટલા વર્ષ તનતોડ મહેનત અને ઉજાગરા કર્યા, તે કૃતઘ્ની લોકો આજે આપણને આપણા આપભોગનો બદલો આપવા આવ્યા છે. "

" આવવા દો તેમને " કોર્નેલ નિરાશામય નિદ્રિંયાસનમા ડુબતો બોલ્યો, બોલ્યો નહિ, પણ બબડયો.

" એટલે શું કોર્નેલ, તારે એમને હાથે મરવું છે ? એ નાપાક બદમાશોને હાથે ? નહિ નહિ હું એવુ થવા દેનાર નથી કોર્નેલ, બેઠો થા આપણે એકદમ અહીંથી ભાગી જવાનુ છે હુ જાણું છુ કે તારાથી ઝાઝુ ચલાય એમ નથી . પણ આપણે માટે જેલની પાસેજ પેલા તળાવ આગળ એક શીઘરામ વાટ જોતી ઉભી છે. મારી સાથે આપણો પીટર પણ આવેલો

છે; તે તને ત્યાં સુધી ચાલવામાં મદદ કરશે. પીટર, આમ આવ " એમ કહેતાં એણે બારણે ઉભેલા નોકરને અંદર આવવા ઇશારત કરી

પીટર અંદર આવ્યો

દરમ્યાન બહાર હોકારા વધતા જતા હતા જાણે બે પક્ષ વચ્ચે ભારે તકરાર ચાલી રહી હોયને, તેવી લડાલડના સવાલ જવાબ સંભળાતા હતા કેટલાક કહેતા હતા "ખોલો, ખોલો દરવાજા " " નહિ ખોલીએ, તમારાથી થાય તે કરો, " " તમને મારીશું–મારી નાખીશું તાબે થઇ જાઓ " " જેલનું રક્ષણ કરવું એ અમારી ફરજ છે મહારાજાનો હુકમ લાવો ત્યાં સુધી નહિ ખોલીએ. " " અરે, હુકમને બુકમ ! ! તું કોણ છે મોટો ? હુકમ માગવાવાળો આવ્યો છે તે ? ' 'તોફાન કરશો તો ગોળી છોડીશું " ' જાણે તારા બાપનું જ રાજ થઇ ગયું ! " " ચાલો તોડો દરવાજા " વગેરે વગેરે શબ્દો વચમાં વચમાં મોટે અવાજે સંભળાતા હતા

" બહાર ઘણા લોક ભેગા થયા છે કે, મોટાભાઇ ?"

" અસંખ્ય. " જહોને એકજ શબ્દમાં જવાબ આપ્યો

" ત્યારે આપણાથી નસાશે કેમ ? આપણે ક્યાં થઇને બહાર નીકળીશું ? "

" તેનો યે વિચાર કરી રાખ્યો છે "

એટલામાં એક મોટી કીકીયારી સંભળાઇ. "મહા-

રાજા વિલિયમની જેએએએએ... ! તેમના દ્રોહીઓની ખેએએએએ... ! કાઢો નિકંદન એ કમબખ્ત ડેવિટોનું, મારો, કાપો ! હોઓઓઓ હો ! "

ફીકીયારી સાભળીને બને ભાઇઓના શરીર કંપી ઉઠ્યા પીટર બોલ્યો —"સાહેબ, હવે જલદી કરો વખત ગુમાવવા જેવો પ્રસંગ નથી " એની આખમા પણ પાણી આવ્યા. એણે હાથનો ટેકો આપી કોર્નેલને બેઠો કર્યો.

" મોટાભાઇ, આપણે ફ્રાન્સના રાજા સાથે ખટપટ કરી નહોત તો આવો વખત ન આવ્યો હોત......" કોર્નેલ બેઠો થતા બોલ્યો

" ભાઈ, એ માનવુ ભૂલભરેલુ છે. લોકો તો ગંડુલ છે, ગંડુલ આજે તે એક માણમને એક કામ માટે સિંહાસન પર બેસાડી તેના પગ પૂજશે આવતી કાલે ધૂળ જેવુ કારણુ મળતા તેજ માણસના ટુકડા કરી કુતરાને નાખવા તૈયાર થઇ જશે લોકોની વૃત્તિને પાયો નથી હોતો બાકી કોઇ માણસ મહારાજા લુઇ સાથેનો આપણો બધો પત્રવહેવાર વાચી જાય તો તેની ખાત્રી થયા વગર નહિ રહે કે આપણે કેવા અને કયા ઉદ્દેશથી આ બધી ખટપટ વહોરી હતી પણ-પણ-હા, ઠીક યાદ આવ્યુ. કોર્નેલ, આપણા એ બધા પત્રવ્યવહારના કાગ-ળીઆ તે ક્યા મુક્યા છે ? "

" ઘણીજ સુરક્ષિત જગાએ. - મારા ધર્મપુત્ર

બારલને ત્યાં......"

"હે ! ક્યાં ? બારલને ત્યાં ? કોર્નેલ, તું શું કહે છે ?" જ્હોને એકદમ ચોંકીને પૂછ્યું

"એ પત્રો મે બારલને સોપ્યા છે" કોર્નેલ ફરીથી સ્પષ્ટ શબ્દે બોલ્યો અને મોટાભાઈના ગભરાટનુ કારણ જાણવા તેના મ્હો સામુ ફિક્કા નેત્રે જોઈ રહ્યો

"ભાઇ, તે બહુ ખોટું કર્યું છે એ પત્રોને લીધે બારલનુ સત્યાનાશ નીકળશે એ બિચારો નિર્દોષ બાળક વગર વાકે ફસાઇ પડશે" જ્હોને કહ્યું, "એ પત્રો તો બાળીજ મૂકવાના હતા"

"મોટાભાઇ, મને તો લાગે છે કે એ પત્રો ભવિષ્યમા કોઇક દિવસ આપણા માથા પરનું વાદળ દૂર કરવામા સહાયભૂત થશે"

"તારી વાત છેક ખોટી નથી પરંતુ તે કયારે બને ? જ્યારે લોકો ન્યાયની નજરે જોતા શિખશે ત્યારેજ અત્યારે તો એ પત્રોની હયાતીને લીધે બીચારા નિર્દોષ બારલ ઉપર આફત આવ્યા વગર રહેવાની નથી એ આફત કયી અણુધારી ઘડીએ આવી પડશે તે કાઇ કહી શકાય નહિ કોર્નેલ, એ બધા પત્રવહેવારનો મોટો ભાગ મારે હાથે લખાયલો છે ને હુ જાણુ છુ કે એમા કેટલાક વાકયો એવાય છે કે જેનો અર્થ મચડીને આપણી સાથે પરિચયવાળા કોઇ પણ માણુસને ફાસીની શિક્ષા ઠોકી દેવી એ આ દેશના ન્યાયાધીશોને જરાયે મુશ્કેલ ન લાગે

"જો એમ હોય તો એ પત્રવ્યવહાર બાળીજ ન ખાવો જોઇએ" કાર્નેલ વિચારમા પડતો બોલ્યો

"જરૂર જરૂર કોર્નેલ હુ કહુ તેમ કર તું એક ચિઠ્ઠી લખ બારવેને એટલા શબ્દો લખી જણાવ કે આ ચિઠ્ઠી વાચતાની સાથે, જરાપણ વિલબ કર્યા વગર, તારા હજાર કામ પડતા મૂકીને તને સોપવામા આવેલા કાગળોનુ બડલ બાળી નાખ એ બડલમા શુ છે તે જોવા પણ રહીશ નહિ બાળી નાખ—એકદમ બાળી નાખ.. "

"મોટાભાઇ, હુ ચિઠ્ઠી તો લખુ—પણ,—પણ તે પહોચાડશે કોણ ?"

"પહોચાડશે પીટર આપણને , ગાડીમા બેસાડી એ સીધો ડોરટ જશે" જહોને તરતજ વળતો ઉત્તર આપ્યો, અને ચિઠ્ઠી લખવા માટે એકાદ કાગળનો ટુકડો શોધવાને આમતેમ નજર દોડાવી આખા ઓરડામા એક પણ કાગળનો ટુકડો ન હતો

"પરતુ તુ લખશે શા પર ?"

"અદેખા જેલરો ગઇ કાલે મારી બધી ચોપડીઓ પણ ઉઠાવી ગયા છે" કાર્નેલ મદ અવાજે બોલ્યો "એક બાઇબલ રહી ગયુ છે"

જહોનને તરતજ એક વિચાર સૂઝી આવ્યો

"પ્રભુનો આભાર! કાર્નેલ, બાઇબલનુ અસ્તર (ફલાઇ-લીફ) ફાડી લે."

"વાહ ! વાહ ? મોટાભાઇ, તમે ઠીક સૂચવ્યુ આપત્તિમા આવી પડેલાનો ઇશુજ એક બેલી છે"

કોર્નેલે બાઇબિલનુ આગલુ કોરૂ પાનુ ફાડી લીધુ મોટાભાઇ પાસેથી પેન્સીલ લઇને એણે કચડાયલા કાડાની ઢીલી પડેલી આગળીઓ વડે લખવા માડયુ જેમ જેમ કાગળ પર અક્ષરો પડતા ગયા, તેમ તેમ એના હાથના કાચ્ચા રૂઝાયલા ઘામાથી રક્તના બિદુઓ ઝરતા ગયા

**મારા લાડકા ધર્મપુત્ર,**

આ ચિઠ્ઠી મળતાની સાથે તરતજ, જરાયે વિલબ કર્યા વગર, તારા બીજા હજાર કામ પડતા મૂકીને તુ પેલા કાગળોનુ બડલ–જે ગયા ઉન્હાળામા એક દિવસ મે તને રાખી મુકવા સોપ્યુ હતુ તે–બાળી મુકજે એ કાગળો કેવા છે ? કોના છે ? તેમા શુ લખેલુ છે તે જોવા માટે તુ તે બડલને ખોલવા પણ રહેતો નહિ એક દમ તેને ચૂલામા મૂકીજ દેજે એ કાગળો ભયંકર છે ને તેના દર્શન માત્રથી પણ તુ આફતમા આવી પડશે, માટે તરતજ બાળી મૂકજે એમ કરવાથી તુ મારી અને મોટાભાઇની પણ જીદગી બચાવી શકશે એજ

લી૦

તારો ધર્મપિતા–**કોર્નેલ**"

—(✻)—

## પ્રકરણુ ૩ જું.

### રોઝાની ચાલાકી.

ચિઠ્ઠી લખીને કાગળની ઘડી વાળી પીટરને આપી જ્હોને પીટરને એ ચિઠ્ઠી ક્યા, કોને, કવી રીતે પહોચાડવી તે વિષે સૂચના આપી

પછી ત્રણે ઓરડામાથી બહાર નીકળ્યા બારણા આગળજ તેમને રોઝા મળી એના મ્હો પર ગભરાટ અને ભયના ચિન્હો સ્પષ્ટ હતા અને એક પ્રકારની ચિતાજન્ય ફીકાશે એના મુખસૌંદર્યને વધારે જ આકર્ષક બનાવ્યુ હતુ

"કેમ ? બાબા, મોટા બાબા, તમે ક્યા જાઓ છો ?" એના મ્હોમાથી શબ્દો નીકળી પડયા

"બહાર અમે બહાર નીકળી જવા ."

"પણુ બાબા, તમારાથી બહાર નીકળાય એમ નથી." રોઝા જ્હોનને વચમા અટકાવીને બોલી –"મોટા દરવાજાને રસ્તે તો ખૂબ લોક ભેગુ થઇ ગયુ છે ને તેઓ તમને મારવા માગે છે જમાદાર ટીલી તેમને અટકાવે છે, પણુ, –પણુ–"

"પણુ–શુ ? "

"પણુ–લોકો એટલા બધા ઝનુને ચઢયા છે કે ટીલીનુ કાઇ ચાલે એમ લાગતુ નથી મને લાગે છે કે લોકો થોડાજ વખતમા દરવાજો તોડી પાડશે..."

એટલામા જેલ બહાર કંઇક ધમાચકડી થયાનો અવાજ સભળાયો અસખ્ય માણુસોની સામટી કીકીયારીના ઘુમાઘુમના-સાદ સભળાયા જાણે દરવાજા પર મોટા મોટા પથરા ફેકાતા હોય તેવા ખખડાટ-ધમાકા-સભળાવા લાગ્યા

જ્હોને કહ્યુ-"દીકરી રેઝા, તારુ કહેલુ સાચુ જણાય છે અહીંથી બહાર નીકળવાનો બીજો કોઇજ રસ્તો નથી ?"

"છે મોટા મામા, બીજો રસ્તો છે ને તે બતાવવા માટેજ હુ તમારી પાસે આવી છુ"

"બેટા, તારી આ સદ્વૃત્તિ માટે અમે તને શુ બદલો આપીએ ? પ્રભુ તારું કલ્યાણ કરો"

"બાબા, મારે કશો બદલો જોઇતો નથી માત્ર તમે અહીથી સુરક્ષિતપણે બહાર નીકળી જાઓ તેજ મારે મન ઘણુ છે ચાલો તમે મારી પાછળ આવો"

એમ કહી રેઝા સડસડાટ ચાલવા લાગી આ ત્રણે જણા તેટલીજ ઝડપથી તેની પાછળ ચાલવા લાગ્યા ચાલતા કોર્નેલને પગે ઘણુ દુખ થવા લાગ્યુ, એના ડામના ઝઝેલા ફેસાફસ ફુટી ગયા ને તેમાથી પાણી વહેવા લાગ્યુ પરતુ અત્યારે એને જીવ બચાવવાનો હતો ક્ષણિક દુખને ન ગણકારતા એ પણ પીટરને ખભે ટેકો દઇ બનતી ઉતાવળે ચાલ્યો

એટલામા વળી મોટી મોટી કીકીયારીઓ સભળાઇ. એક બદુક ફુટયાનો અવાજ આવ્યો ને તે અવાજ પછી તરતજ જાણે મોટુ તોફાન થતુ હોય, ને હાહાકાર વર્તા રહ્યા હોય એવો અવાજ આવ્યો.

"દરવાજો તૂટયો કે શું ?" જ્હોન બબડયો

તરતજ તેઓ એક નાના દરવાજા પાસે આવી પહોચ્યા આ દરવાજો એક સાંકડી નિર્જન ગલીમાં પડતો હતો, ને જવલ્લેજ-વરસમાં ભાગ્યેજ એકાદ દિવસ વપરાતો તેને એક મોટું લોખંડનું તાળું હમેશ લગાડી રાખવામાં આવતું

પાસે આવતાજ જ્હોન બોલી ઉઠયો—

"રોઝા, આ દરવાજાને તો તાળું છે, તારી પાસે કુંચી છે ?"

તેને કશો જવાબ ન આપતા રોઝાએ ફ્રોકના ગજવામાંથી એક જાડી કાળી-કટાયલી-કુંચી કાઢીને જ્હોનના હાથમાં આપી

"લ્યો, ઉઘાડો—"

જ્હોન ચકિત થઇ ગયો આટલી નાની છોકરીમાં આટલું બધું ડહાપણ, ને આટલી બધી સેવાવૃત્તિ ! બને ભાઇઓના હૃદય રોઝા પ્રત્યે પ્રેમ અને ઉપકારની વૃત્તિથી ઉભરાયા પણ અત્યારે બોલવા કે કહી બતાવવાનો અવકાશ ન હતો જ્હોને કુંચી લઇને તાળું ઉઘાડવા માંડયું પણ તે તો કટાયલું હતું કેટલાયે મહિનાથી બધનું બંધજ હતું તે એકદમ કેમ ઉઘડે ?

બહારના હોકારા તો હજુ વધતાજ જતા હતા કઇ વખતે દરવાજા તૂટીને ઉશ્કેરાયલું લોક લાઠી ને કુહાડી સાથે અંદર ધસી આવશે તે કહી શકાય એમ ન હતું

એક વાર મુખ્ય દ્વાર તૂટ્યુ કે બને ભાઇઓનુ નસીબ ફુટ્યુ—એ નક્કીજ જીવનરક્ષાનો એક માર્ગ તેમને સુઝયો હતો—ત્યારે આ કટાયલુ તાળુ તે માર્ગમા કંટક રૂપે આવી પડ્યુ

હાય, કિસ્મત !

અતે ખૂબ મહેનત કરાવીને તાળુ ઉઘડ્યુ ખરૂ દરવાજો ઉઘડયો રોઝાએ કહ્યુ

"આ ગલીમાથી તમે જમણી બાજુ વળશો એટલે એક મોટો રસ્તો આવશે ત્યાથી બર્લિન ગેટને દરવાજે સહજમા પહોચી જવાશે "

ત્રણે જણા બહાર નીકળ્યા

"બેટા રોઝા, અમે તારો શો ઉપકાર માનીએ ? અમે દુખી છીએ—અમે અત્યારે ભીખારી છીએ—તને આપવા જેવુ અમારી પાસે કઇ નથી "

"મારે કશુ જોઇતુ નથી " રોઝાની આખમા ઝળઝળીયા ભરાયા

"પણ રોઝા, તને કશોયે બદલો—કશીયે યાદગીરી આપ્યા વગર ચાલ્યા જતા મારૂં હૃદય મને ડખે છે મારા પગ અચકાય છે" કોર્નેલ ગદગદ કંઠે બોલ્યો—"રોઝા, તને શું આપુ ? મારી પાસે કશુ નથી છના લે,—લે આ મારૂ એકનુ એક બાઇબલ, મારૂ પરમ પ્રિય **બાઈબલ.** રોઝા, એ મારો અતરાત્મા છે એ મારા જીવનનુ જીવન છે. લે, તુ એને પ્રાણ પેરે જાળવી રાખજે મારા—

અમારા–સ્મરણ ચિહ્ન તરીકે સાચવી રાખજે અમારો આશીર્વાદ છે કે આ બાઇબલના પ્રતાપથી તારૂ નસીબ ખુલી જાઓ."

કોર્નેલે બાઇબલ રોઝાને આપ્યુ, રોઝાએ તે લીધુ. તેને ચુબન કર્યું–છાતી સાથે દાબ્યુ, ને બોલી

"હુ એને જીવ પેઠે જાળવીશ, બાબા, હવે તમે જલદી ચાલ્યા જાઓ" એમ કહેતા એણે આગળીઓ વડે ચપટી વગાડી

ચાલવા માડતા જ્હોન અને કોર્નેલે કહ્યુ

"ગુડ–બાઇ"

રોઝાએ કહ્યુ

"ગુડબાઇ"

× × × ×

ગલીને નાકે તેમને જમણી બાજુએ વળતા જોઇને રોઝાએ દરવાજો બંધ કર્યો તાળુ લગાડી કુચી ગજવામા મૂકી પોતાના બાપના ઝુમખામાથી એ છાનામાના કાઢી લાવી હતી તે પોતાની ઓરડી તરફ પાછી ફરી

એના હૃદયમાં આનદ માતો ન હતો એક વાર મોટા પદવીધર ગણાયલા અને મહાપુરૂષ તરીકે આખા દેશમા પૂજાયલા, એવા બે નરવીરોનો એણે જાન બચાવ્યો હતો એને હરખ કેમ ન થાય?

એ પાછી આવી ત્યા સુધીમા તો અહીં લગભગ બધુ કામ પૂરૂ થઇ ગયુ હતુ લોકોના ટોળામાથી એક જણની

પિસ્તોલનો ઘોડો છટક્યો, ગોળી છુટી, અને જેલનું રક્ષણ કરતા વીસ ઘોડેસ્વારોમાંથી એક જણ વિંધાઇને નીચે પડ્યો બસ, થઇ ચૂક્યુ બને તરફથી પિસ્તોલ અને બંદુકનો મારો શરૂ થયો લાકડી અને કુહાડીવાળાઓએ પણ આગળ પાછળથી પોતપોતાનો ફાળો આપવા માડ્યો ઘોડેસ્વારો માત્ર વીસ હતા લોકો તો અસખ્ય હતા કીડીઆરાની પેઠે ઉભરાતા હતા તેમની સામે આટલા થોડા માણસ ક્યા સુધી ટકી શકે? જમાદાર ટીલીએ જોયુ કે હવે આમા કાઇ રીતે ફવાય એમ નથી એના ત્રણ ચાર માણસ પડયાએ ખરા એણે એની ફરજ બજાવી હતી હવે શા માટે વધુ માણસોનો ભોગ આપવો ?

તરતજ એણે નિશ્ચય કરી નાખ્યો અને પોતાના માણસોને દરવાજા આગળથી ખસી જવાનો ઓર્ડર આપ્યો પછી લોકો તરફ જોઇ બોલ્યો

"લ્યો, હવે જાઓ અદર, ને તમારૂ ખાટકીપણુ ચલાવો' છેલ્લા શબ્દો એ ધીમે અવાજે બોલ્યો

"ત્યારે અત્યાર સુધી અકલ ક્યા ગઇ હતી ?" પચીસ પચીસ માણસો એક સામટા ઘાટા પાડી બોલ્યા

જમાદારે કાઇ જવાબ આપ્યો નહિ, લોકોને જવાબ જોઇતો યે ન હતો તેમાથી કેટલાક એકદમ દરવાજાની ઉપર ચઢી ગયા અને અણીઆળા ગજીઆ પરથી કુદીને અદર ઉતર્યા

બહાર "લોકોએ ધાટા પાડી કહ્યુ–" હવે દરવાજો ઉઘાડો ! "

પરતુ દરવાજાને અદરથી મોટુ તાળુ વાસેલુ હતુ. તે કેમ ઉઘડે ?

એ ચાર જણાએએ કુહાડીઓ લીધી અને ફડાફડ ફડાફડ ધા કરીને દરવાજાની ડાકાબારી જોતજોતામા ફાડી નાખી

એક પછી એક લોકો ડાકાબારીમાથી અદર કૂદવા લાગ્યા, " મારો કાપો, દેશદ્રોહીઓનુ ખૂન કરો, ડેવિટોએ દેશનું સત્યાનાશ વાળ્યુ છે' મારો ! કાપો ! " એમ બોલતા સૌ કોઇ અદર દોડવા લાગ્યા ઉતાવળમા ને ઝનુનમા એક બીજાના ઉપર ગબડવા લાગ્યા.

એટલામા કોઇ એક ચતુર અક્કલબાજે નરાજની અણીના જોરથી દરવાજાની સાકળનો નકુચો અમળાવી કાઢયો સાકળ છુટી–દરવાજો ઉઘડયો ધરરરરધુસ કરતુ આખુ ટોળુ નિયાગરાના ધોધની પેઠે અદર ધસવા લાગ્યુ. એક મોટી કીકીયારી પડી

" મહારાજા વિલિયમની જેએએએએ...! દેશદ્રોહી ડેવિટોને મારો, કાપો ! "



## પ્રકરણ ૪ થું.

### અફસરામાં પૂરું.

દરવાજા આગળ બસો ચારસો માણસ ભેગું થયું એટલે તેઓ સામટા કાર્નેલની જેલ તરફ દોડયા એક શ્વાસે પાચ સાત પત્થરની સીડી પર ચઢી ગયા, જુએ છે તો જેલખાનાનુ બારણુ ઉઘાડુ !

ત્રણ ચાર જણા સામટા અદર ઘુસ્યા જુએ છે, તો ઓરડો ખાલી અદર કોઈ ન હતુ –"હે ? ક્યા ગયા ?"

"કોઇ નથી, કોઇ નથી" "નાઠા, નાસી ગયા, છટક્યા !" "દગાખોર !" એવી બૂમ સડસડાટ એક મ્હોડેથી બીજે એમ કરતા આખા ટોળામા પ્રસરી ગઇ બસો ચારસો અવાજ એક સામટા સભળાયા – "શુ નાસી ગયા ? ક્યા ગયા ? અરે, આટલામાજ હશે જવાના છે ક્યા ? શોધો પકડો મારો છટકવા ન દો" જેના મ્હોમા જેમ આવ્યુ તેમ બોલતુ હતુ

એકદમ આખુ ટોળુ જેલમા ચારે બાજુ વિખરાઇ ગયુ બધા જેલનો ખૂણેખૂણો શોધવા લાગ્યા ભીંતોના મથાળા પર, છાપરાના છજ્જામા ને જાજરૂમા પણ કેટલાક ફરી વળ્યા જેલમાની બીજી બધી કોટડીઓ પણ જોઇ લીધી કેટલીકમા કેદીઓ હતા ને કેટલીક ખાલી હતી પણ બધીઓને મજબૂત તાળા લગાડયા હતા

શોધતા શોધતા લોકો બબડતા –હવે તો એને બરાબર સ્વાદ ચખાડીશુ–હાથમા તો આવવા દો એ ડેવિટો

પણ શીખશે, કે બીજા દેશ સાથે ગુપ્ત મસલત કેમ થાય છે ! .ફ્રાન્સના લુઇને બોલાવવો હતો ! . કમબખત ! .. જાસુસ ! હરામીઓને હાથમા તો આવવા દે ! એના ટુકડે ટુકડા કરી નાખીએ હવે એને કોણ જીવતા મૂકશે ? "

એ ચાર જણા બોલી ઉઠયા –" અરે, જેલમાથી નાઠા તેમા શુ થયુ ? શહેરમાથી નીકળાવાનુ નથી અમે બધા દરવાજા બધ કરાવ્યા છે "

" હે ? ખરેખર ? ત્યારે તો તેમને એક દરવાજેથી બીજે દરવાજે દોડાવવાની ઘણીજ મઝા પડશે, કેમ ?

જવાબમા બે ચાર જણા ખૂબ નિર્દયતાથી હસ્યા

આ તરફ જ્હોન, કોર્નેલ અને પીટર પેલી નિર્જન ગલીમાથી જમણી બાજુએ વળતા એક રાજમાર્ગ ઉપર આવી પહોચ્યા ત્યાથી એક ભાડાની ગાડી પસાર થતી હતી " કોણ ? જીલી ? "

ગાડીવાળો દૈવયોગે કોર્નેલનો ઓળખીતો નીકળ્યો આજથી પાચ વર્ષ ઉપર એણે જીલીનો જીવ બચાવ્યો હતો એને ફાસોની સજામાથી ઉગાર્યો હતો તે બોલ્યો –"હા જી આપ અહીં કયા ? . "

"ગાડી કયા લઇ જાય છે ?" કોર્નેલે તેને જવાબ ન આપતા તરતજ બીજો પ્રશ્ન પૂછયો

"કશે નહિ "

"ત્યારે અમને બદર પર નહિ લઇ જાય ?" કોર્નેલે

પોતાની સ્વાભાવિક મૃદુતાથી પૂછ્યુ કયો પાષાણહૃદયી પોતાના જીવનદાતાની આટલી સેવા કરવાની ના પાડે?

"કેમ નહિ? સાહેબ, ગાડી આપની છે ચાલો"

હાંકનાર પોતાની જગા પરથી ઉતર્યો ને ગાડીનુ બારણુ ઉઘાડી આપ્યુ જ્હોન અને કોર્નેલ અદર ચઢી બેઠા ચારે તરફથી પડદા ઢાંકી દીધા પછી જ્હોને પીટરને કહ્યુ

"પીટર, હવે તુ સીધો તને આપેલી ચિઠ્ઠી પહોચાડવા ચાલ્યો જા જો, યાદ રાખજે ડોરટ ગામમા વાન બારલે નામનો એક જાગીરદાર રહે છે તેને એ ચિઠ્ઠી હાથોહાથ આપવાની છે તે બીજા કોઇના હાથમા ન જવી જોઇએ તેમજ બીજા કોઇ માણસને આ ચિઠ્ઠીની વિગત વિષે ખબર પણ ન પડવી જોઇએ સમજ્યો કે?"

"હાજી આપે કહ્યા પ્રમાણે સભાળ રાખીને ચિઠ્ઠી પહોચાડીશ આપ ચિંતા કરશો નહિ"

ગાડી ચાલવા લાગી પીટરે પોતાના શેઠને છેવટના પ્રણામ કર્યા જ્હોને એને નિ શબ્દ આશિષ આપ્યા બનેની આખમા આસુ આવ્યા ફરી મળાશે કે નહિ' કોણ જાણતુ હતુ? પીટર જ્હોનનો ઘણોજ જૂનો નોકર હતો જૂના સબધીઓથી વિખૂટા પડતુ ઘણુંજ દુ ખદ છે

બીજી તરફ પેલા ખૂનીઓ આખી જેલમા ફરી વળ્યા, પરતુ નો તેમને કોર્નેલનો પત્તો મળ્યો', કે નહિ તેમને બીજી કોઇ ભાળ મળી. લોકો બુઢ્ઢા જેલર આયફ્સની

ઓરડીઓમા ઘુમી ગયા પણ તે ગ્રે ખાલીખમ્મ હતી. તે જોઇને ઘણાના ક્રોધનો પાર રહ્યો નહિ

આખી જેલમા લોકોની દોડાદોડ થઇ રહી હતી કેટલાક જણા પાછા બહાર નીકળ્યા તેમણે જેલની પશ્ચિમ તરફના તળવને પેલે પાર એક ગાડી ઉભેલી જોઇ એક જણ બોલ્યો—" અ.યા, જૂઓ, જૂઓ પેલી જ્હોનની ગાડી "

" હા ભાઇ, છે તો તેજ ચાલો. દોડો, જઇને તપાસ કરીએ સાળાઓ ગાડીમા ભરાઇ બેઠા હશે . .. "

હુડુડુડુડુડુ હુસ કરતા બસો પાચસો લોક સામટા તે ગાડી તરફ દોડયા જ્હોન અને કોર્નેલની વાટ જોઇને બેસી રહેલો બીચારો ગાડીવાન આ બધી ધાડને આવતી જોઇ ગભરાયો ઘોડાની લગામ પકડી તે ગાડી હાકવાની તૈયારીમા હતો, એટલામાજ દશ પદર જણાએ તેને પકડી પાડયો એક જણે એના હાથમાથી ચાબુક છીનવી લીધી અને બીજાઓએ એનુ બાવડુ ઝાલીને નીચે ઉતાર્યો

"ઓ ઓ ! સાહેબ, મારો કાઇ વાક નથી મને માફ કરો ." એમ તે બોલવા જતો હતો

પરતુ લોકોને કઇ તે સાભળવાની ફુરસદજ ન હતી તેમણે તો ઢીકા પાટુ વગેરેથી એની પૂજા કરવા માડીજ દીધી કારણ એજ કે **ગાડી ખાલી હતી** તેમા જ્હોન, **કોર્નેલ બેઠેલા** ન હતા

## પ્રકરણ ૫ મું.

### ડેવિટનાં હાડકાં–બે પૈસે શેર!

દરમ્યાન જીલીની ગાડી ટેન્ડેક દરવાજે જઇ પહોચી દૂરથીજ જોઇને જીલી બોલી ઉઠયો –"સાહેબ,આ દરવાજો તો બધ છે "

" હે ? " જ્હોન અને કોર્નેલ બંનેના મુખમાથી એકી વખતે ઉદ્ગાર નીકળી પડયો પછી જ્હોન એકલો બોલ્યો

" એમ કેમ બને ? ધોળે દિવસે દરવાજો બધ ? એવુ તો કોઇ દિવસ સાભળ્યુ નથી "

ગાડી ઉભી રહી જીલીએ પૂછ્યુ–"સાહેબ, ત્યારે હુ શુ કરૂ ? હાકુ કે પાછી ફેરવુ ? "

" દરવાજા સુધી લઇ જા દરવાનને આપણે કારણ પૂછીએ–ધોળે દહાડે શા માટે દરવાજો બધ રાખ્યો છે ? " જ્હોને જવાબ આપ્યો

જીલીએ પળવારમા ગાડી દરવાજા પાસે લાવી મૂકી જ્હોને પડદામાથી ડોકુ કાઢી દરવાનને નામ દઇ બૂમ પાડી એક વાર પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે એની આણ વર્તતી એ બધા દરવાજાના દરવાનોને સારી પેઠે ઓળખતો હતો

બાજુમાની કોટડીમાથી દરવાન બહાર આવ્યો એના એક હાથમા ચ્હાની કીટલી અને બીજા હાથમા ગળણી હતી બૂમ પડતાની સાથેજ એ પોતાનુ કામ પડતું મૂકી આવ્યો હતો જ્હોનને જોઇ એણે જરા નીચા વળી ગળ-

ળીવાળે હાથે મલામ કરી હજુ એના અતરમાથી જૂના પ્રમુખસાહેમ પ્રત્યેનુ માન ઓછુ થયુ ન હતુ.

"માટીન, દરવાજો કેમ બધ છે? ઉઘાડી નાખતો"

"બહુ દિલગીર છુ સાહેબ, માફ કરજો મારાથી એ ઉઘડી શકે એમ નથી"

"કેમ?"

"એની કુચીઓ મારી પાસે નથી"

"ત્યારે ક્યા છે? કોની પાસે છે?"

"એક કલાક પહેલાજ પચીસ પચાસ માણસોનુ એક ટોળુ મારી પાસે આવ્યુ ને મારી પાસેથી કુચીઓ પડાવી લઇ, દરવાજો બધ કરી જેલ તરફ દોડયુ હાય, હાય, આવે વખતે હુ આપને મદદ કરી શકતો નથી"

"વારૂ હરિ ઇચ્છા! જીલી, બીજા દરવાજા તરફ હાક જોઇએ તો ખરા, તે પણ બધ છે કે ઉઘાડો" કોર્નેલે ગાડીવાળાને કહ્યુ

જીલીએ ગાડી ફેરવી

જ્યારે જ્હોને પડદામાથી ડોકુ બહાર કાઢ્યુ, ત્યારે હેગનો એક શહેરી પોતાના ઘરને તાળુ મારતો હતો. એના બે ત્રણ પાડોશીઓ એની આગળ નીકળી પડ્યા હતા, એ પોતે લાકડી શોધવા રહ્યો તેથી પાછળ પડયો ઘરને તાળુ મારતા એણે શિગ્રામમા બેઠેલા જ્હોનનો ચહેરો જોયો એને તરતજ શક પડયો

એ પેલા બે પાડોશીઓની પાછળ તુરત દોડી પહોચ્યો, ને તેમને પોતાના શકની વાત કરી તેઓએ જવાબ આપ્યો —" હોય પણ ખરૂ એ ગાડીમા ડેવિટ ભાઇઓ બેઠેલા પણ હોય જતા આપણે જેલ તરફ ચાલોની ત્યા જઇશુ એટલે જે હશે તેની પાકી ખબર પડશે "

તે જતા આ ત્રણની સાથે બીજા આઠ દશ હથિયાર સજ્જ માણુસો ભેળા મળ્યા

તેઓ પાચેક મિનિટ ચાલ્યા હશે એટલામાજ પાછળ ગાડીનો ગડગડાટ સભળાયો પેલો શકમદ બોલ્યો—"અલ્યા ભાઇ, જૂઓ જૂઓ પેલી ગાડી પાછી ફરી આ તરફ આવે છે '

" આવવા દો આવવા દો "

"આપણે એ ગાડીને અટકાવીશુ "

"અલબત્ત જોઇએ તો ખરા અદર કોણ છે ? "

ચાર જણા હારબધ હાથ પહોળા કરીને ઉભા રહી ગયા તેમણે આખા રસ્તો રોકી લીધો બાકીના બાજુમા પોતાનો કુહાડો ઉગામવાને ટાપી રહ્યા ગાડી પૂર વેગમા દોડતી આવતી હતી

ગાડીવાન જીલી હવે ઘણી વાત સમજી ગયો હતો લોકો જ્હોન અને કોર્નેલનો જીવ લેવા માગતા હતા અને એ બેઉ જણા તો અત્યારે એની ગાડીમા—એને શરણે—હતા એમનુ જીવન રહેવુ એના હાથમા હતુ જીલીની છાતી અભિમાનથી ફુલવા લાગી.

તેણે પડદાની ફાટમાથી કહ્યુ —" સાહેબ, ચાર માણુસો રસ્તો રોકી ઊભા છે "

" તેમને બાજુએ ખસી જવાનું કહે ગાડીને જરા યે થોભાવતો નહિ "

જીલીએ પણ એજ નિશ્ચય કરી મૂકયો હતો તેણે સટીમ્ સટીમ્ એ ત્રણ ચાબુક ઘોડાને ચ્હોડી કાઢી ઘોડા ચારે પગે ઉછળ્યા

" ઠહેરો, ઠહેરો ! રોકો ! ગાડી ખડી રખો ! "

ગાડી પાસે આવતાજ પેલા બધા મલ્લરાજો બૂમો પાડી ઉઠયા બાજુમા ઉભેલાઓએ લાકડીઓ અને કુહાડીઓ ઉગામી એક જણે ઘોડાની જેરકડી પકડવા પ્રયત્ન કર્યો પણ એમ કઇ પૂરપાટ દોડતી ગાડી ઉભી રહે ? એકદમ તે ઘોડાની અડફટમા આવ્યો–ગબડી પડયો શિગ્રામનુ ભારે શીલ પૈડુ તેના પગની ઉપર ફરી ગયું કડાફ્ કરતુ એના નળાનુ હાડકુ ભાગી ગયુ !

"અરરરરર ! એ શુ થયુ ? " ગાડીની અદરથી અવાજ આવ્યો –"કોઈ કચડાઈ ગયુ કે શુ ? "

પરંતુ આ પ્રશ્નોનો કોઇએ ઉત્તર આપ્યો નહિ. રાહદારી છુદાયો કાયદાનો ભગ થયો ગુન્હો થયો એટલે જીલીએ બીજી બે ત્રણ ચાબુકો ઘોડાને ચ્હોડી કાઢી જાણે એમ કરવાથી અપરાધના દડમાથી બચી ન જવાતુ હોય ! ચાબુકના સોળ પડવાથી અશ્વોનો વેગ ખૂબ વધ્યો પરતુ ગાડીને તેઓ બણે દૂર તાણી જાય

તે પહેલાજ તેમને અટકી જવુ પડયુ અકસ્માત થયો માણસનુ હાડકુ ભાગ્યુ, એટલે પછી પૂછવુજ શુ? રસ્તે જતા આવતા લોકો, ડેવિટ ભાઇઓને પુષ્પાજલિ આપવા માટે નાના પ્રકારના હથિયારો સાથે જેલ તરફ દોડતા નરવીરો અને તે સ્થાનના રહેનારાઓ સહુ કોઇ એકી સાથે એવા તો ગાજી ઉઠયા કે આખો મહોલ્લો જાણે કોઇ મહાયુદ્ધનુ મેદાન હોયને, એવોજ ખ્યાલ આવે લગભગ ચારસો માણુસ ત્યા એકદમ ભેગુ થઇ ગયુ એક પડછદ પઠ્ઠા જેવા લુહારે લાગ જોઇને ધસી આવતી ગાડીના એક ઘોડાના નાક પર જોરથી પોતાનો હથોડો માર્યો તેનુ નાક તુટી ગયુ લોહીની ધાર છૂટી ઘોડો લગભગ બેભાન જેવો થઈ ગયો ગાડી અટકી પડી

જોતજોતામા આખુ ટોળું ગાડીની આસપાસ ફરી વળ્યુ દરેક જણુ ગાડીવાળાને તથા અદર બેસનારને ખરાબમા ખરાબ ગાળો દેતુ હતુ એક જણે જીલીને હાથ પકડી ખેચી હેઠે પટકયો પાચ પચીસ જણા તેને ચારે તરફથી મારવા મડી પડયા કેટલાકે ગાડીના પડદા તોડી નાખ્યા

"ઓહો, આ શુ? આ તો જહોન અને કોર્નેલ ડેવિટ! જેને માટે આપણે આખી જેલ ખુદી વળ્યા તેજ.."

તેમનો આનદ માતો નહોતો આખરે તેમનો શિકાર હાથ લાગ્યો ખરો તેમનુ ઝનુન એકદમ ઉભરાઇ આવ્યુ

"હા હા ! સાળા, ચોર ! અમને ઠગીને જેલમાથી નાસી ગયો ? પણ બચ્ચા, તુ નાસીને કયા જવાનો હતો ? તારે માટે તો જમરાજાના બારણા કયારના ઉઘડી ચૂકચા છે ! " એક જણ દાત કચકચાવીને શબ્દો ચીપી ચીપીને બોલ્યો

"અરે, તમે જોયા શુ કરો છો ? કાઢો એને ખેંચીને બહાર, ને ચખાડી દો એને એના કર્મફળનો સ્વાદ" બીજો એક ઘાટો પાડીને બોલ્યો

"સાળાએ દેશને ગુલામીમા નાખવા કઇ ઓછુ કર્યું નથી" એમ કહેતા તેણે કોર્નેલને બાવડુ પકડી ખેચી કહાડચો

"અરે, એને તો પેલા કમબખત લુઇને રાજા બનાવવો છે !"

"ને પોતે તેના પ્રધાન બનવુ છે"

"લે લેતો જા આ તારૂ પ્રધાનપદ .. " એમ કહેતા એક માણસે કોર્નેલના ગાલ ઉપર ફડાક કરતો એક તમાચો ખેંચી કાઢયો

"ને આ તારૂ પ્રમુખપદ" એમ કહીને એક ડોસાએ પોતાની ડાગ તેના માથામા જોરથી મારી કોર્નેલ મૂર્ચ્છિત થઇને પડયો

"અરે, એના ભાઇ જ્હોનને તો બહાર કાઢો એણે પણ કઇ ઓછા કારસ્થાન કર્યાં નથી......"

એક જણે શિઆમની છત્રી પર જોરથી કુહાડો માર્યો. છત્રીના ફુરચેફુરચા થઇ ગયા.

જ્હોન એકદમ બહાર કૂદી પડયો ન હોત, તો તેજ કુહાડાના ઘાએ એના માથાના પણ ફાડચા કરી નાખ્યા હોત પણ સમયસૂચકતાથી એ બચી ગયો

નીચે ઉતરીને જ્હોન પોતાના મૂર્છિત ભાઇ આગળ ઉભો રહ્યો —"ખબરદાર ! કોણ છે મારા ભાઇને છેડનાર ?" એમ કહી એણે જોરથી ધાટો પાડયો

"અરે, જારે જા તુ કોણ મોટો આવ્યો છે ? સાળા, બદમાશ ! દેશદ્રોહી ! અમે તને પણ ઓળખીએ છીએ . તને પણ છોડવાના નથી લે તુયે લેતો જા "

બોલનારે જ્હોનના કપાળ પર જોરથી દડુકો લગાવ્યો અને બીજા પણ આસપાસથી તૂટી પડયા જ્હોન અને કોર્નેલ પકડાયાની વાત પળવારમા કર્ણોપકર્ણ આખા ગામમા ફેલાઇ ગઇ હતી બ્યૂટન જેલ કંઇ આ સ્થાનથી ઝાઝી દૂર ન હતી દોઢ બે ફર્લાંગ હશે જેલ પર દરોડો લઇ ગયેલાઓને જેવી આ ખબર પડી, તેવાજ તેઓ "મારો, કાપો, ડેવિટ ગધેડાઓનુ ખૂન કરો-ઠાર કરો " વગેરે બૂમો પાડતા આ તરફ દોડી આવ્યા લોકોની ગિર્દી એકદમ વધી પડી કચડાકચડી, ઠોસાઠોસીનો સુમાર ન રહ્યો મૂર્છિત કોર્નેલનુ શરીર માણસોના પગ તળે છુદાવા લાગ્યુ જેલવાળાઓ આવી પહોચતા એક મોટી કીકીયારી પડી "મહારાજા વિલિયમની જેએએએએએએ ! દેશદ્રોહી ડેવિટોની બેએએએએ. જ્હોન કોર્નેલને મારો, મારો, કાપો ! મારો, કાપો !"

વાચનાર !

એ પછી તે સ્થળે જે ઘટના બની તેનુ સચોટ વર્ણન આપવુ એ તો અશક્યજ છે નવા આવેલા ખૂની-ઓએ જ્હોન અને કોર્નેલના શરીરો પર એવા તો ભયકર ક્રિયાઓ કરી કે તે સાચી હોવા છતા હુ અહી લખુ તો તુ તેને જુઠીજ માનશે શુ દુનિયાના મનુષ્યો અન્ય મનુષ્યો પ્રત્યે એટલી બધી નિર્દયતાથી વર્તી શકે ખરા ? એવી શકા તારા હૃદયમા ઉત્પન્ન થયા વગર નહિ રહે

એક જણે આગળ આવીને જ્હોનની છાતીમા જોરથી લાત મારી તે ઉછળીને ચતોપાટ પડયો બીજો એક જણ કોર્નેલની છાતી પર ચઢીને કુદવા લાગ્યો કોર્નેલના મ્હોમાથી લોહીના રેલા નીકળ્યા એના અચેત શરીરમાથી પ્રાણ ક્યારના નીકળી ગયા હતા છતા પેલાએ તો કુદવાનુ ચાલૂજ રાખ્યુ

"અલ્યા, ખસ બે ખસ એમ તુ એકલોજ મઝા ભોગવશે કે શુ ? જરા મને તો લહેજત ચાખવા દે" એમ કહી તેણે પેલાને ખસેડયો એને કઇ તેના ઉપર નાચવાની ઇચ્છા ન હતી એને તો પોતાનુ ખંજર કોર્નેલની છાતીમા ઘોચી–ચીરો પાડી અ દરથી કાળજુ કાઢી લેવુ હતુ એણે જેવો ચીરો પાડયો તેવોજ ત્રીજો એક ખૂની આવીને કોર્નેલના આંતરડા બહાર ખેંચી કાઢવા બેઠો બીજી તરફ જ્હોનના શરીરની પણ એવીજ– કદાચ એથીયે ભયકર વ્યવસ્થા થઇ રહી હતી. એનાં

શરીરને ચૂંથવા બેઠેલો ખાટકી એની ટાલકી ફોડીને તેનો કંઇક કામમા ઉપયોગ કરવાના ઇરાદાથી સાફ કરી રહ્યો હતો એક ટોળુ તેની આસપાસ ઉભુ હતુ, તે એને એના કામમા ઉશ્કેરતુ હતુ

એટલામા કોર્નેલની આસપાસના ગીધડા ઉભા થયા તેમણે શબ લઇને જેલ તરફ ચાલવા માડયુ તે જોઇ બીજાઓએ પૂછ્યુ –"કેમ, એને કયા લઇ જાઓ છો?"

"શૂળી પર, શૂળી પર" પેલા લોકોએ મોટા ઘાટા પાડીને કહ્યુ –"આવા મહાન રાજદ્વારી પુરૂષો તો શૂળી પરજ શોભે તેમને આમ રસ્તામા રઝળતા કેમ મૂકાય?"

"ઠીક, ભાઇ ઠીક અમારો વિચાર તો બીજુ જ કરવાનો છે અમે તો આ મહાપુરૂષના હાડકા કાઢીને વેચીશુ જાણે દુધીનુ શાક સમારવાની વાત હોય તેવી સ્વાભાવિકતાથી જ્હોનના શરીર પર બેઠેલા ગીધડાઓ-માના એકે કહ્યુ, અને બધાયે ભયાનક રીતે હાસ્ય કર્યું

× × × ×

વાચનાર! તે દિવસે સાજના ખરેખર ગામમા બૂમ પડી હતી કે—,

**જ્હોન ડેવિટનાં હાડકાં**
**બે પૈસે શેર! બે પૈસે શેર!!**
**રાજદ્વારી મહાપુરૂષ**
**ડેવિટનાં હાડકાં**
**તાજા ને તમતમતાં**
**બે પૈસે શેર! બે પૈસે શેર!!**

## પ્રકરણ ૫ મું.

### પીટર ચાલ્યો—

આ તરફ પોતાના શેઠને જીલીના શિઆમમા આરામથી બેસાડીને પીટર પેલી ચિઠ્ઠી વાન બારલેને પહોચાડવા માટે ડોરટગામ તરફ ચાલ્યો

કોર્નેલના એ ધર્મપુત્ર વાન બારલેની જન્મભૂમિ એક ઉચી ટેકરીને મથાળે આવેલી હતી બારલે એ ગામના એક મોટા જાગીરદારનો પુત્ર હતો એ જાગીરદારને કોર્નેલ ડેવિટ સાથે ગાઢ મિત્રાચારીનો સબધ હતો પોતાના મૃત્યુ વખતે એણે કોર્નેલનેજ પોતાની જાગીરનો કારભાર તથા પોતાના પુત્રની દેખરેખનુ કામ સોપ્યુ હતુ બારલેની ઉમ્મર તે વખતે બારેક વર્ષની હશે પિતાના મૃત્યુ પછી લગભગ દશ વર્ષ સુધી એ કોર્નેલનીજ દેખરેખ હેઠળ ઉછર્યો હતો અત્યારે એની ઉમ્મર પચ્ચીશેક વર્ષની હતી ત્રણ વર્ષથી એણે પોતાની જાગીરનો બધો કારભાર સભાળી લીધો હતો

એની જાગીર કઇ જેવી તેવી ન હતી. વરસ દહાડે એને સાઠ–સિત્તેર હજારની આવક તો માત્ર ગણોતનીજ હતી બારલે જાતે ઘણોજ સાદો અને નીતિમાન હતો એને કોઇ જાતના ભપકા કરવાનો કે ઉડાઉપણે પૈસા ખરચવાનો શોખજ ન હતો એ સાદો ખોરાક ખાતો,

સાદા કપડા પહેરતો અને પ્રમાણિકપણે શાંત જીવન ગાળતો હતો કોર્નેલ ડેવિટના સિદ્ધાંતોની અસર અને છાપ એના જીવન પર આબાદ ઉતરી હતી માત્ર એકજ વાતમા એ તેનાથી જુદો પડતો હતો કોર્નેલ હમેશ દેશસેવાની ધમાલમા અને રાજદ્વારી ખટપટોમા મચ્યો રહેતો હતો એની જીંદગી રાજદ્વારી ધમપછાડ, દોડાદોડ ને જોખમથી ભરેલી હતી માર્શેને એવુ જીવન જરાયે પસદ ન હતુ, એ તો કળાનો પૂજારી હતો સગીત, ચિત્રકળા, ગૂથણ-કળા વગેરે પાછળ એ ગાડો હતો, અને એણે એ દરેક લલિત કળાનુ સારૂ જ્ઞાન સપાદન કર્યું હતુ વળી વિધ-વિધ રગના ને વિધવિધ આકારના ફુલો ઉગાડવા અને તેના ઉપર નાના પ્રકારના અખતરાઓ કરવાનો એને ભારે શોખ હતો છેલ્લા બે વર્ષથી એનો આ શોખ એટલો બધો વધી ગયો હતો કે એ રાત દિવસ એમાજ રચ્યો પચ્યો રહેતો જુદા જુદા ફુલો વિષેની અનેક પ્રકારની માહિતીઓ આપે એવુ એક પુસ્તક એણે લખ્યુ હતુ અને તેમા એણે જાતે દોરેલા ચિત્રો આપ્યા હતા વળી એણે કેટલાક નવીન રગ અને આકારના ફુલો ઉગાડચા હતા અને તેમને જુદા જુદા નામો આપ્યા હતા એક લીલા રગની જાસવંતીને એણે પોતાની માનુ નામ "જોહાન" આપ્યુ હતુ બીજા એક ભૂરા મોગરાને એણે પોતાના પિતાનુ નામ 'જોસેફ' આપ્યુ હતુ ડોર-ટ્રામના બીજા ફુલશોખીનો બારસે પાસેથી આ નવી

જાતના ફુલોની કલમો લઇ જતા, અને પોતાને ત્યા તે રોપીને નવા રગ તથા આકારના પુષ્પો ઉગાડતા

× × ×

આજથી ત્રણેક માસ પરની વાત

તે વખતે ઉન્હાળાના દિવસો હતા ધામ સખત લાગતો હતો આકાશમા કોઇકોઇ વાર વાદળા ખૂબ ચઢી આવતા, પરતુ સૂર્યના તાપને લીધે તે વરસ્યા વિનાજ વિખરાઇ જતા તેથી પખીઓ મનુષ્યો ને પ્રાણીઓ ઉકળાટમા આમતેમ ફરતા હતા

યુવાન બારલે હવાના ત્રાસથી બચવાને પોતાના મકાનની પાછળ આવેલ્રા વાડામા જઇને બેઠો હતો આ વાડામા એણે એક સુદર બગીચો બનાવ્યો હતો ફુલ-છોડવાના અખતરાઓ કરવાનો અને અનેક ચિત્રવિચિત્ર ફુલોના નાના મોટા ઝાડ ઉગાડવાનો આ એનો અખાડો હતો વાડાની જમીનના એણે અનેક નાના મોટા ભાગ પાડી નાખ્યા હતા અને તે દરેક ભાગમા એણે જુદા જુદા રગની અને જુદા જુદા ખાતરવાળી મટો-ડીઓ પાથરી હતી એકમા લાલ, બીજામા કાળી ત્રીજામા પીળી, ચોથામા સફેદ, વળી કોઇમા લાલ ને સફેદ મટોડીનુ મિશ્રણ, કોઇમા પીળી ને લાલનુ, કોઇમા લાલ ને કાળીનુ, કોઇમા કાળી ને ધોળીનુ, તેજ પ્રમાણે કોઇમાં ગાયના છાણનુ ખાતર પૂર્યુ હતુ, કોઇમા બકરીની લીંડીઓ પાથરી હતી, કોઇમા કાગળની રાખ, કોઇમાં

સડેલુ શાક, કોઇમા ગ્લીસરાઇન કોઇમા જૂના ફુલ-ઝાડના ડાખળા એમ જુદા જુદા ખાતર પૂરેલા હતા આ દરેક વિભાગને એણે નબરો આપી મૂક્યા હતા અને દરેક નબરના વિભાગમા કેવી જાતનો છોડ ઉગી શકે, તેને કેવા રંગના અને કેવા આકારના ફુલ થાય, દરેક વિભાગની મટોડીમા બીજા શુ શુ ગુણ છે તે બધુ એણે લાબા સમયના અનુભવથી તારવી કાઢીને પોતાની નોધ પોથીમા વિગતવાર નોધી લીધેલુ હતુ

વળી એ વાડાના એક ખુણામા એણે એક નાનકડી ઓર્ચીસ કાઢેલી હતી એ ઓર્ચીસના બારીબારણા તથા ભીંતો બધા પારદર્શક કાચના બનાવેલા હતા તેની છત-માથે પારદર્શક કાચો મઢેલા હતા જેથી સૂર્યનો પ્રકાશ પૂરતા પ્રમાણમા અને તેની ગરમી જોઇએ તેટલા પ્રમાણમા એ ઓર્ચીસમા દાખલ કરી શકાય વળી કાચોને ઢાકવાને તેમજ ઉઘાડવાને એણે લાકડાના આવરણો પણ ગોઠવેલા હતા, તેને જોઇએ તે પ્રમાણે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસેડી શકાતા હતા આ કાચગ્રહમા બારસે ઘણાજ કીંમતી ફુલછોડના કુડાઓ રાખતો એના કેટલાક પ્રયોગો મા એને અમુક છોડને થોડાક દિવસ અધકારમા, થોડા દિવસ આછા પ્રકાશમા. થોડા દિવસ આછી ગરમીમા, થોડા દિવસ કકડતી ગરમી અથવા ઠડીમા એમ વખતો વખત જુદા જુદા વાતાવરણમા રાખી જરૂર પ્રમાણે ફેરવવા પડતા હતા તે જુદા જુદા વાતાવરણ ઉત્પન્ન

કરવાની બધીયે સગવડ એણે કાચગૃહની અદર પુષ્કળ દ્રવ્ય ખર્ચીને તૈયાર કરાવી હતી

વાતાવરણે ન મગનડો ઉપરાત બારલેએ કાચગૃહમા એક નાની સરખી લાયબ્રેરી ઝમાવી હતી જુદા જુદા વિદ્વાન અનુભવી ફુલશોખીનો અને માળીઓના, હાથના લખેલા અને છાપેલા પુસ્તકો, વિજ્ઞાનશાસ્ત્રીઓના જુદા જુદા વનસ્પતિશાસ્ત્ર વિષેના અભિપ્રાયો ને તેમના પ્રયોગોના વિગતવાર હેવાલો, તથા તત્સબધી ચિત્રો અને આકૃતિ-ઓ—વગેરે સામગ્રી એણે બે ત્રણ કાચના સુદર કબાટોમા ભરી રાખી હતી એક કબાટમા એણે એના પ્રયોગો માટે જોઇતી ટયુબ, ચલાણીઓ, ટબલરો, નળીઓ, જુદી જુદી જાતની દવાઓ વગેરે ભરી રાખ્યુ હતુ એક ખુણામાં એણે પોતાને બેસવા માટે આરામખુરશી ને સ્ટુલ તથા લખવા માટે ટેબલ ખુરશી ગોઠવી રાખ્યા હતા

બારલે અત્યારે પોતાની આરામખુરશીમા કઇક ઘણાજ ઉડા વિચાર કર્યા કરતો હતો, એવામા નોકરે આવીને તેને જાગ્રત કર્યો—

"સાહેબ, આપના બાપુ પધાર્યા છે"

"હે ?" બારલે એકદમ ચમકીને બોલી ઉઠયો — "કોણ ? કોર્નેલ બાપુ ?"

"હાજી તેઓજ પધાર્યા છે.'

બારલે તરતજ ઉભો થયો પોતાના વડીલને મળવા માટે તે કાચગૃહની બહાર નીકળતો હતો એટલામા તે

જાતેજ ત્યા આવી પહોચ્યા બારલેએ તરતજ તેમને નમન કર્યું

" બારલે, બેટા, અહીં બેઠો બેઠો શુ કરે છે ? " કોર્નેલે બારલેને આશિષ આપતા કહ્યુ

" કશુ નહિ બાપુ આ એકવીશ પાખડીની ગુલછડીનો પ્રયોગ કરવાનો વિચાર કરતો હતો "

" તુ, અરધા આ ફુલ—ઝાડ પાછળ ગાડોજ થઇ ગયો છે, કે શુ ? આખો દિવસ ને રાત બસ એજ વિચાર ! " કોર્નેલે પ્રેમથી મીઠો ઠપકો આપતા કહ્યુ

" મને ગાડો કહો કે ડાહ્યો, પણ બાપુ, હમણા હમણા મને એના સિવાય બીજો કશો વિચાર આવતો નથી એ સાચી વાત છે બાપુ, એમા કશુ પાપ તો નથી ને ? ',

" પાપ ? ના રે ના એમા પાપ શાનુ હોય ? " કોર્નેલે જવાબ આપ્યો — ' બેટા, બારલે, તારા શાત ને ઉદ્યમી જીવનમા તને પાપના પ્રસગોયે નહિ મળતા હોય રાજકારણમા તો માણસો મારી ઠોકીને એક બીજાની પાસે જૂઠ્ઠુ બોલાવે છે "

" તેથીસ્તો બાપુ, હુ તમને વારવાર રાજખટપટનો ત્યાગ કરી અહી આવી શાતિથી વસવાનુ કહુ છુ " બારલે ધીમે ધીમે પરતુ દૃઢ અવાજે બોલ્યો

" રાજખટપટનો ત્યાગ ? રાજખટપટનો ત્યાગ કરવાનુ કામ, બારલે, તુ ધારે છે એટલુ સહેલું નથી "

કોર્નેલે કઇક નિરાશાભર્યા મૃદુ અવાજે કહ્યુ રાજખટપટ વિષે આજના જેટલી નિરાશા અને નિરૂત્સાહથી એણે પહેલા કદિ વાતચિત કરી ન હતી "બારને, રાજકારણમા એક વાર પડ્યા પછી, એની ખટપટોમા એકવાર થોડા ઘણાયે ભાગ લીધા પછી, માણસ તેમા એવો તો સપડાઇ જાય છે કે ગમે તેટલા ફાફા મારવા છતા તેનાથી એ ઇંદ્રજાળમાથી મુક્ત થઇ શકાતુ નથી પોતાના સચ્ચાઇ અને નીતિના સિદ્ધાતો જાળવવા જતા એને ઘણીવાર ભારે મુશ્કેલીમા આવી પડવુ પડે છે તે વખતે જુદી જુદી વ્યક્તિઓ અને સંસ્થાઓ સાથેના સબધોની માયા એની આસપાસ એવી તો વીટાઇ ગયેલી હોય છે કે કરોળીઆની જાળમા સપડાયલી માખી કરતાયે તેની બુરી દશા થાય છે બેટા, અત્યારેજ અમને આ કડવો અનુભવ થાય છે તુ રાજ-ખટપટથી દૂર રહ્યો તે બહુ સારૂ કર્યું"

પોતાના ધર્મપિતા અત્યારે કઇક મુશ્કેલીમા છે એમ ગાસ્તને લાગ્યા વગર રહ્યુ નહિ તેથી તેણે કહ્યુ–

"આપની મુશ્કેલીમા અત્યારે હુ કોઇ રીતે આપને ઉપયોગી થઇ પડુ એમ હોય તો ફરમાવો આપ કહેશો તે કામ મારી શક્તિ પ્રમાણે હુ કરીશ."

કોર્નેલે તેને આગળ બોલતા અટકાવીને કહ્યુ–

"બેટા, મારા પ્રત્યેની તારી લાગણી બહુ ઉડી છે તે હુ સારી પેઠે જાણુ છુ અત્યારે અમારા માથા પર સકટ ઝઝુમે છે કઇ ઘડીએ અમારા મકાનની જડતી

લેવાય એ કહી શકાય એમ નથી મારી પાસે થોડાક કાગળીઆ છે ને અમારે ગુપ્ત રાખવાના છે પ્રભુ જાણે છે કે કેવી શુદ્ધ ધ્યાનથી અને નિર્દોષ સેવાવૃત્તિથી અમે એ પત્રવ્યવહાર શરૂ કર્યો ! પણ અત્યારે ઝનુનથી અંધ બનેલા લોકો અમારા શુભ હેતુની કદર કરી શકે એમ નથી કમળો થયેલી આંખવાળાને બધુયે પીળુજ દેખાય ! હશે માર્સલે આ પત્રો તુ ગુપ્ત રીતે રાખી શકશે ?"

"જરૂર રાખી શકીશ' માર્સેલે ઉત્સાહથી કહ્યુ -"મારે ત્યા એ પત્રો બહુજ સુરક્ષિતપણે રહી શકશે એમા કંઈ શક નથી"

"પણ કોઇને જરાયે ખબર પડવી ન જોઇએ"

"જરાયે નહિ પડે લોકો જાણે છે કે મારી જીદગીમા મે કોઇ દિવસ રાજખટપટમા ભાગ લીધો નથી એટલુજ નહિ, પણ રાત દિવસ હુ ફુલ-છોડની પાછળજ મંડ્યો રહુ છુ એટલે કોઇ પણ જાતના રાજકારી કાગળીઆ મારી પાસે હોય એવો વહેમ કોઇને આવવાનો સંભવજ રહેતો નથી"

"તેથીસ્તો,-આ કાગળો તને સોપવાનુ મે દુરસ્ત ધાર્યું છે" એમ બોલતા માર્નેલ ડેવિટે પોતાના કોટની અંદરના ગજવામાથી કાગળોનુ એક બંડલ કાઢી માર્સેલના હાથમા આપ્યુ માર્સેલે તે પોતાના ટેબલના બીજા ખાનાના પાછલા ભાગમા ઘોચી દીધુ બંધ કરી ખાનાને ચાવી લગાડી. તેમ કરતા બોલ્યા,-

"હવે એમજ સમજો કે એ બડલ આલ્પ્સની કોઇક અજાણી ગુફામાજ દટાઇ ગયુ છે હવે તમારે એને વિષે ખ્શીજ ચિતા કરવી નહિ "

પછી બને બીજી વાતોએ વળગ્યા

વાચનાર! યુવાન બાન્સેને કે અનુભવી કોર્નેલને એ સમયે સ્વપ્નેયે ખ્યાલ ન હતો કે વાડાની ભીંત ઉપરથી એ કાળી ચળકતી આખો આ બધો ખેલ અત્યંત ઉત્સુકતાપૂર્વક નિહાળી રહી હતી!



## પ્રકરણ ૬ ઠું.

### બે બિલ્લીનું ઘમસાણ.

ડોરટગામમા વાન બારસેથી ત્રીજેજ બારણે આયઝેક ઓક્ટેલ નામનો માણસ રહેતો હતો બંનેની વચ્ચે એક યુવાન દપતીનુ ઘર હતુ એ ઘરવાળાને હેગમા નોકરી હતી તેથી વરસનો મોટો ભાગ એનું ઘર બધજ રહેતુ તેમના ઘરનો પાછલો ભાગ તેમની સંમતિથી આયઝેક પોતાના ઉપયોગ માટે વાપરતો હતો

વાન બારસેની પેઠે આયઝેક પણ ઝાડ પાનનો ને ફુલફળનો જબરો શોખીન હતો. એણે પણ પોતાના

વાડામા એક બગીચો બનાવ્યો હતો નવા નવા ફુલઝાડ રોપવા તેમજ નવા નવા રગ અને આકારના પુષ્પો ઉગાડવાને ખૂબ પ્રયત્ન કરતો હતો દશેક વર્ષ ઉપર એણે પાચ પાખડીનુ ટયુલિપ ઉગાડવા માટે એક નાનકડુ ઇનામ પણ પ્રાપ્ત કર્યું હતું ત્યારથી એ પોતાને એક મહાન પુષ્પશાસ્ત્રી લેખતો હતો વાન બારલેએ તો હજુ હમણા હમણા એના અખતરાઓ શરૂ કર્યા હતા છતા માત્ર બે ત્રણ વર્ષમા એણે ઘણી પ્રગતિ કરી હતી, અને બે ત્રણ નવા ફુલોની શોધ કરી હતી, તેથી આયઝેક ખૂબ ચીઢાતો હતો તે કહેતો કે " આટલી નાની ઉમ્મરમા આ છોકરો નવા ફુલો શોધવા મડયો છે તે જૂના ફુલો વિષે કશુયે શિખવાનો નથી શરૂઆતમા તો એણે મારા જેવા કોઇની પાસે શિક્ષણ લેવાની જરૂર છે '

પરંતુ જ્યારે બારલેના નવા શોધેલા પુષ્પો વિષે જાહેર છાપાઓ અને ચોપાનીઆમા ચર્ચાઓ આવી, આખા દેશના અને યૂરોપખડના ફુલશોખીનોએ બારલેના પુષ્પોના વખાણ કર્યા, અને જ્યારે મોટા મોટા વિદ્વાનો અને ફુલ-શાસ્ત્રીઓએ તેને વિષે સારા અભિપ્રાયો આપ્યા, ત્યારે આયઝેક સાહેબનો ચહેરો ઝખવાઇ ગયો તેના મ્હો પરનુ નૂર ઓછુ થયુ તેનુ માનપાન ઘટવા લાગ્યુ એના હૃદયમા દ્વેષનો કીડો જાગ્રત થયો તે વખતથી બારલેની હિલચાલ ઉપર અને તેણે પોતાના વાડામા બનાવેલી ગોઠવણો—સઘવડો—તરફ એણે બારીકાઇથી ધ્યાન આપવા

માડયુ જ્યારે બારલેએ પેલુ કાચગૃહ બનાવ્યુ ત્યારે તો આયક્રેકને એમજ થયુ કે હવે આ છોકરો મારાથી બહુજ આગળ નીકળી ગયો, એમા કઇ શક નહિ આય-ઝેક બોક્ટેલ જાતે સાધારણ સ્થિતિનો માણસ હતો જાગીરદાર બારલેની પેઠે એનાથી મોઘામોઘા પુસ્તકો વસાવી શકાય એમ નહતુ, કે એની પેઠે એનાથી એટલી સઘવડોવાળુ કાચગૃહ પણ ઉભુ કરી શકાય એમ નહતુ

વાચનાર! બોક્ટેલથી કાચગૃહ ઉભુ કરાય એમ ખરૂ પરંતુ વાડાની ભીંતની સાથે એક લાબી નીસરણી ઉભી કરવામા એને જરાયે મુશ્કેલી નડતી ન હતી, કે કોઇ એને તેમ કરતા રોકે કે દેખે એમ પણ ન હતુ એ નીસરણી ઉપર ચઢીને એ સહેલાઇથી બારલેના વાડામા ડોકીયુ કરી શકતો હારલેમ શહેરની હોર્ટિકલ્ચરલ સોસા-યટીએ થોડાજ દિવસ ઉપર એક મોટુ ઇનામ જાહેર કર્યું હતુ. જે માણસ કાળી ધાર અને કાળી પાદડી વાળુ, બીજા રગની છાટ વગરનુ નીતરૂ મેશ જેવુ કાળું ગુલાબ ઉગાડી આપે તેને એ સોસાયટીના ફડમાથી ૩ લાખ ગીલ્ડરનુ ઇનામ આપવાનુ હતુ તેની વાત દેશ પરદેશના બધાયે છાપાઓમા મોટે મોટે અક્ષરે છપાઇ પ્રગટ થઇ હતી એ ઇનામ માટે પ્રયત્ન કરવાનો આઇ-ઝેકનો વિચાર હતો અને એને ખાત્રી હતી કે બારલે પણ એ ઇનામ પ્રાપ્ત કરવાની મહેનત કર્યા વગર નહિ રહેશે, તેથી તે આજે ત્રણેક મહિના થયા બારલેના કાર્યો ઉપર

ખાસ બારીકાઇથી નજર રાખી રહ્યો હતો સવારે સાંજે બપોરે અને ઘણીવાર રાત્રે પણ એ પેલી નીસરણી પર ચઢીને બારલેના વાડામા શુ થાય છે તે જોયા કરતો

હારલેમની હોર્ટિકલ્ચરલ સોસાયટી કઇ જેવી તેવી સસ્થા ન હતી અત્યારે નોબલ પ્રાઇઝ વિષે તો સૌ કોઇ જાણે છે નોબલ પ્રાઇઝ પ્રાપ્ત કરનારને સૌ કોઇ પૂજે છે. તેજ પ્રમાણે તે વખતમા હારલેમ સોસાયટીનુ ઇનામ પ્રાપ્ત કરનાર માણુસ ખરેખરો ભાગ્યશાળી પુરૂષ ગણાતો, સૌ કોઇ તે માણુસના વખાણ કરતુ ફુલ-શોખીનો, માળીઓ અને વિજ્ઞાનશાસ્ત્રીઓ તે માણુસને ઉત્સાહથી પૂજતા

**કાળું ગુલાબ** ઉગાડવાની જાહેર ખબરો પ્રગટ થઇ તે પહેલાજ બારલેનુ નામ આખા દેશમા એક કુશળ ફુલશાસ્ત્રી તરીકે પ્રખ્યાત થયેલુ હતુ ખાસ કરીને ગુલાબના ફુલ ઉપર તો એનો ભારે કાબૂ હતો એણે આજ સુધીમા પદર જાતના ગુલાબના ફુલો ઉગાડયા હતા રાતા, ધોળા ભૂરા, વીશ પાદડીના, પચીશ પાદડીના, કાગરાની ધારવાળા, લહેરીયાવાળા અને બીજા ઘણી જાતના ગુલાબના ફુલોનાં કુડા એણે પોતાને બારણેજ ગોઠવી રાખ્યા હતા પરતુ હજુ સુધી એણે **કાળું ગુલાબ** કદિ ઉગાડયુ ન હતુ જ્યારે હારલેમ સોસાયટીએ આવુ મોટુ ઇનામ જાહેર કર્યું ત્યારે એણે પણ તે ઇનામ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવા નિશ્ચય કર્યો.

એણે ગુલાબી ગુલાબના છોડની એક કલમ કાપી અને કાળી જમીનમા દાટી થોડા દિવસ પછી એણે બીજી એક કલમ કાપી અને તેને કાળો રગ ચઢાવી સફેદ મટોડીવાળી જમીનમા દાટી જ્યારે બને કલમોને અકુર ફુટવા લાગ્યા, ત્યારે તેણે બનેને ઉખેડી લીધી અને તેની ડાળીઓના વચ્ચેથી ઉભા ચીરા કર્યા પછી એક કલમના એક ચીરાને એક જાતની દવા લગાડી, બીજી કલમના ચીરાને બીજી જાતની દવા લગાડી તે બનેને ખાસ ચીકણા ગુદર જેવા પદાર્થ વડે એક બીજા સાથે ચોટાડચા અને પછી શાસ્ત્રીય દવાઓથી તર બનાવેલી મટોડીમા તેને દાટચા થોડા દિવસ વીત્યા એટલે એ કલમને કાળાશ પડતા અકુર ફુટવા લાગ્યા

આયર્ક બોક્ષ્ટેલ એની આ બધી ક્રિયાઓ વાડાની ભીંત ઉપરથી ડોકીયા કરી કરીને જોયા કરતો હતો આખે દૂરની વસ્તુઓ સ્પષ્ટ દેખાય નહિ તેથી તેણે એક લાબુ દૂરબીન આણ્યુ અને તેની મદદથી એ બગીચાના બધા વિભાગોમા તેમજ કાચગૃહની અદર પણ તીક્ષ્ણ નજર પહોચાડવા લાગ્યો એક દિવસ એની નજરે એક વિચિત્ર દૃશ્ય દેખાયું

વાચનાર ! એ દૃશ્ય કેવું હતુ ? ગયા પ્રકરણમા તે તે જોયુ જ છે.

કાર્નેલ ડેવિટે એ ગુપ્ત પત્રો બાસ્લેને સોપ્યાં તેને દોઢ બે મહિના વીતી ગયા હતા. એ વખત દરમ્યાન

બારલેએ કાળુ ગુલાબ ઉગાડવાના વિષયમા ખૂબ પ્રગતિ કરી હતી રોજ એ પોતાના છોડ ઉપર નવી નવી ક્રિયાઓ કરતો હતો આયઝેક ભીંત પરથી ડોકીયા કરીને રોજ બારલે શુ કરે છે તે દૂરબીનની મદદથી જોતો અને પોતાના વાડામા તે પ્રમાણેની ક્રિયાઓ કરતો પરંતુ બારલે દવાઓ પોતાની કલમોને લગાડતો હતો તે એને ખબર ન હોવાથી એની ક્રિયાઓનુ કઇક જુદુ જ પરિણામ આવતુ હતુ એક વાર તો એના છોડવાઓ મૂળમાથી બળીજ ગયા એ જોઇને આયઝેક મનમા ને મનમા ખૂબ ચીઢવાતો બારલેના છોડ પર ફુટેલી કળીઓ ઘેરા રાખોડી રગની થઇ હતી પણ આયઝેકના છોડ પર તો કળીઓ ફુટતીજ ન હતી કોઇવાર અકુર ફુટતા, તો તે ફીકકા રાતા રગના હોય અથવા તો અકુરમાથી પાદડીઓ ફુટતા પહેલાજ આખો છોડ કરમાઇ જાય એવી રીતે વારવાર એને એના પ્રયોગોમા નિષ્ફળતાજ મળતી હતી બારલેએ તો એ રાખોડી રગના છોડવાને ઉખેડી લીધો અને ફરી પાછા તેની ડાળીના ચીરા કરી, દવા ગાઇ સાધીને બીજી જમીનમા દાટચા આ વખતે એ છોડ ઉપર કાળી ભમ્મર જેવી કળીઓ બેઠી

એ કાળી કળીઓવાળા ગુલાબના છોડને જોઇને આયઝેકના અતરમા ખરેખરી આગ લાગી એને નકકી લાગ્યુ કે હવે મહિના દોઢ મહિનામા બારલે પોતાના કાળા ગુલાબની શોધ જાહેર કરશે અને–હારલેમ સોસાયટીનુ'

૩ લાખનુ ઇનામ જરૂર હાથ કરશે મારે ગમે તેમ કરીને એને એમ કરતા અટકાવવો જોઇએ

આયઝેકે પોતાના મગજને ચાવી આપી અને બાર્‌લેને હારલેમ સોસાયટીનુ ઇનામ ન મળે તેવી વેતરણુ કરવાનો ને બારલેની બધી મહેનત ધૂળ મેળવવાનો કોઇ ઉપાય શોધી કહાડવા માટે તેણે બુદ્ધિના ઘોડા દોડાવવા માડયા થોડાજ વખતમા એણે એક આબાદ યુક્તિ શોધી કહાડી.

આયઝેકના ઘરમા એક પાળેલી બિલાડી હતી અને તેને બે ત્રણ બચ્ચા થયા હતા એક દિવસ સાજે આય-ઝેકે એક લાબી દોરડી લઇને તેના એક છેડા વતી એક બિલાડીના પાછલા પગ અને બીજા છેડા વતી બીજી બિલાડી-ના પાછલા પગ બાધ્યા દોરડીનો ખાલી ગાળો ત્રણેક હાથનો રાખ્યો હતો

જ્યારે રાત પડી, અને બધાયે માનવી પ્રાણીઓ એક પછી એક નિદ્રાવશ થઈ જતા શાત નિરવ અધકારનુ સામ્રાજ્ય વ્યાપી ગયુ, ત્યારે આયઝેક પોતાના વાડામા જઇ નીસરણી પર ચઢયો બને બિલાડીઓને તેણે પોતાની બગલમા લીધી હતી ભીંત પર ચઢીને એણે ડોકીયુ કરી જોયુ રખેને બારલ હજુ પોતાના વાડાના અખતરા કરતો બેઠો હોય! પણ ના, ત્યા કોઇ ન હતુ આયઝેકે એકદમ બને બિલાડીઓને બારલેના વાડામા ફેકી

બિલાડીઓ, વણીયરો, અને એવીજ જાતના બીજા

પ્રાણીઓ એવા ચપળ અને ચાલાક હોય છે કે તેમને ગમે તેટલી ઉંચાઇએથી ગમે તે સ્થિતિમા ફેંકો તોયે જમીન પર તો તેઓ પોતાના ચાર પગ ઉપરજ પડે છે આયઝેકે ફેંકેલી બિલાડીઓ જમીન પર તો બરાબર સુરક્ષિતપણે પડી પરંતુ અચાનક આવી પડેલી આફતથી ગભરાઇને આમતેમ દોડવા લાગી એક બિલાડી એક તરફ ખેંચે, ને બીજી બિલાડી બીજી તરફ બનેના પગ બાંધેલા, એટલે નસાય નહિ તેથી ચીચીયારીઓ પાડે એકવાર એક બિલાડીનું જોર વધી જાય, તે બીજીને એક દિશામા ખેંચી જાય તો બીજી ઘડીએ બીજી બિલાડી જોર કરે ને પેલીને કોઇ જુદીજ દિશામા ખેંચી જાય–ને સાથે " મ્યાઉં મ્યાઉં " ને ચીસાચીસ તો ચાલુજ હોય એ પ્રમાણે લગભગ દશ મિનિટ સુધી ટગ–ઓફ–વોર ચાલૂ રહી તે દરમ્યાન બને બિલ્લીઓ લગભગ આખા બગીચામા ખુદાખુદ કરી વળી હતી. નાના નાના પુષ્પોના છોડવાઓ, કુમળી નવીજ ફુટેલી અમૂલ્ય ફુલોની કલમો, જાઈ જુઇની વેલીઓ અને બીજા બધાયે દુષ્પ્રાપ્ય બાલવૃક્ષોનો કચ્ચરઘાણ નીકળી ગયો હતો

આખરે એક પથરાને ઘસાઇ બને તરફથી એકી વખતે એક સરખુ જોર થતા દોરડી તડાક કરતી તૂટી ગઇ બને બિલાડીઓ " મ્યાઉં મ્યાઉં, મ્યાઉં મ્યાઉં " કરતી અને ચીચીયારીઓ પાડતી જીવ લઇને નાઠી

એ બધો વખત આયઝેક પોતાની નીસરણી ઉપર ઉભોજ રહ્યો હતો. અધકારને લીધે એને કશુયે દેખાતુ

તો ન હતુ પરતુ બિલાડીઓના અવાજ કઈ દિશામાથી આવે છે તે એ પારખી શકતો હતો વાડામા કઇ જગાએ શુ રોપેલુ છે તે એ ઘણે ભાગે જાણતો હતો જે ખૂણામા કાળું ગુલાબ ઉગાડવા માટેના રોપાઓ દાટેલા હતા તે તરફથી જ્યારે બિલ્લીઓની ખૂબ ચીસો સભળાઇ ત્યારે એને કલેજે ખૂબ ઠડક વળી.

જ્યારે બિલાડીઓ દોરડી તોડીને નાસી ગઇ ત્યારે હર્ષથી મલકાતો, આનદથી ઉભરાતો આયઝેક નીસરણી પરથી ઉતરી, ઘરમા જઇ પથારીમા પડયો અને સવારે આ બિલ્લીઓના ઘમસાણનુ આહ્લાદક દૃશ્ય જોવાના વિચારો કરતો કરતો નિદ્રામા પડી અનેક સારાનરસા સ્વપ્નાઓ અનુભવવા લાગ્યો



## પ્રકરણ ૬ ઠ્ઠુ.

### અણધારી આફત.

એક દિવસ પ્રાત કાળે બારલે જાગ્રત થયો, ને પોતાના નિયમ પ્રમાણે સીધો વાડામા પોતના ફુલ-છોડવાઓની ખબર લેવા ગયો.

ત્યા એણે શુ જોયું ?

વાચનાર, આગલી રાત્રે આખો બગીચો ખુદી વળેલી બિલાડીઓએ નુકસાન કર્યું હતુ, તે જોઇને બાર-

લેની શુ સ્થિતિ થઇ હશે તેની કલ્પના તુ તારી મેળે જ કરી લેજે કેટલીક જગાએ એના કુમળા નાનકડા પુષ્પ વૃક્ષોનો કચ્ચરઘાણુ નીકળી ગયો હતો કેટકટલા મહિનાઓની ગણતરીઓ, પ્રયોગો અને પરિશ્રમને અતે એણે ઉત્પન્ન કરેલા કટલાક નવા પુષ્પોની નાજુક કલમો, અકુર ફુટ-વાની અણી પર આવેલી, તે ચગદાઇને છુદો થઇ હતી કેટલાક પચાસ પચાસ પાખડીના મનોહર અમૂલ્ય બકુ-લની કળીઓ નાશ પામી હતી કાચના અને ચીનાઇ માટીના કેટલાક કીંમતી કુડાઓ ઉધા વળી ગયા હતા એ બધુ જોઇને બારવે તો ઠડોગારજ થઇ ગયો કોઇક મહાન વૈદરાજ સહસ્ત્રપુટી ભસ્મ બનાવતો હોય ને ૯૯૯ પુટ દીધેલી ભસ્મ અચાનક એના હાથમાથી પડીને ઢોળાઇ ધુળભેગી થઇ જાય ત્યારે એને જેટલુ દુખ, જેટલો ઉદ્વેગ ને જેટલી નિરાશા ઉપન્ન થાય તેટલી, કદાચ તેથી યે વધારે નિરાશા આ વખતે બારવેને ઉત્પન્ન થઇ

કેટયોક સમય સુધી તો એ ત્યા કિકર્તવ્યમૂઢ જેવો બનીને ઉભોજ રહ્યો થોડીવાર પછી એણે બારીકાઇથી તપાસ કરી તો માલમ પડ્યુ કે બિલાડી કૂતરા કે વણીયરે આ કામ કર્યુ હોવુ જોઇએ

બીજેજ દિવસે એણે સુથાર કડીઆને તેડાવી મગા-વ્યા, ને બગીચાની ચારે બાજુએ જ્યા જ્યાથી એવા પ્રાણીઓ પ્રવેશ કરી શકે એવી બખોલો હતી ને બધી પૂરાવી દીધી વળી રાતના ત્યા ચોકી કરવા માટે એણે એક માણુસને

હુકમ આપ્યો અને તેને સૂવા બેસવા માટે એક નાની છાપરી બંધાવી દીધી

× × ×

ઉપર્યુક્ત ઘટના બની ગાયને બે ત્રણ મહિના વીતી ગયા છે બારલેનુ ફુલો ઉગાડવાનુ અને નવા નવા અખતરા કરવાનુ કામ પાછુ સરાણે ચઢી ગયુ છે અને છેલ્લા એક મહિનામા તો એણે એ વિષયમા ઘણીજ પ્રગતિ કરી દીધી છે **કાળું ગુલાબ** ઉગાડવાની કલમો એણે તૈયાર કરી દીધી છે હવે માત્ર છેલ્લો એક પ્રયોગ–એકજ નિશ્ચયકારક અખતરો–કરવાનો બાકી રહ્યો છે જો તે સફળ થાય તો દુનિયામા **કાળું ગુલાબ** અવતર્યુ એમ છાતી ઠોકીને જાહેર કરવામા જરાયે સંકોચ રહે નહિ એ પછી બારલે **કાળાં ગુલાબ** ઉગાડવા માટે સેંકડો ને હજારો કલમો બનાવી શકે એમ હતું હવે ત્રણ લાખ ગીલ્ડરનુ ઇનામ એનાથી માત્ર ચાર ડગલાજ દૂર હતુ

આ બધો વખત આયઝેક બોક્ષ્ટેલ પોતાની નીસરણી પર ચઢી ચઢીને રોજ દૂરબીનની મદદથી બારલેની બધીયે હિલચાલનુ બારીક અવલોકન કર્યાજ કરતો હતો જેમ જેમ બારલેના પ્રયોગો સફળ થતા જતા હતા તેમ તેમ એના અંતરમા અદેખાઇની આગ વધારે ને વધારે પ્રજ્વલિત થતી હતી બે ચાર વાર તો એને એમ પણ વિચાર આવ્યો કે–લાવ, વાડામા ઉતરીને ગૂપચૂપ કલમો કાઢી લઉં પણ હવે તો રોજ રાતના છાપરીમા

ચોકીદાર બેસતો હતો તે કઇ ઘડીએ જાગતો હશે ને કઇ ઘડીએ ઝોકા ખાતો હશે તે કેમ સમજી શકાય ?

એક દિવસ બપોરે આયઝેકે દુરબીનમાથી જોયુ—બારલે પોતાના કાચગૃહમાથી નીકળ્યો અને બગીચાના સાત નબરના વિભાગ આગળ ગયો ત્યાથી એણે થોડીક મટોડી એક જાડા કાગળમા ભરી લીધી પછી ૧૦ મા નંબરના વિભાગ આગળ ગયો તે વિભાગમા કાળા ગુલાબની ત્રણ કલમો ઉગતી હતી બારલેએ એક પછી એક ત્રણે કલમોને કાઢી લીધી દરેકને મુળીઆવાળે છેડે સાતમા નબરની મટોડીના ગફા વળગાડયા અને તેને કાગળ લપેટી કાચગૃહમા લાવી સતળી વડે મજબૂત બાધી લીધા આમ મુળીઆ સાથે મટોડી ગાધવાથી કલમો ઘણા દિવસ સુધી સુકાઇને બળી ન જાય એમ હતુ બારલેએ ત્રણે કલમોને પોતાના ટેબલ પર મુકીને રૂમાલ ઢાક્યો

પછી તે પોતાની આરામખુરશીમા પડયો તે વેળા એના મગજમા ચિત્રવિચિત્ર વિચારો ઉભરાવા લાગ્યા એની કલ્પનાના ઘોડાઓ ચોમેર દોડવા લાગ્યા

"હવે આ કલમોમાથી ખરેખર કાળુ, કોલસા જેવુ ને મેશ જેવુ કાળુ ગુલાબ ઉગાડવુ એ કઇ બહુ મુશ્કેલ નથી મારી તો ખાત્રીજ છે પણ—પણ—હાર લેમ સોસાયટીના પ્રમુખની તથા સભ્યોની ખાત્રી થશે ત્યારે ને ! .કદાચ થોડો ભાગ ઝાખા રંગનો આવી ગયો તો ? એવુ થાય તો ફજેતીજ !...એક વાર બહાર પડયા

પછી નાક કપાય તે તો ખોટુ ..હારલેમ જતા પહેલા હુ એકવાર ફરીથી કાળું ગુલાબ ઉગાડી જોઈશ . ..જો હારલેમ સોમાયટીની બધીયે શરતો પૂરી પાડે એવુ ફુલ ઉગશે તોજ હુ તે છોડને કુડા સાથે હારલેમ લઇ જઇશ ત્રણુ લાખ ગીલ્ડર !. .કેવડુ મોટુ ઇનામ! . ...

"મને એ ઇનામ મળે તો હુ તેનુ શુ કરીશ ?... એક લાખ ગીલ્ડર હુ અહીંના ગરીબ ગુરબાઓમા વહેચી દઇશ . મારે એટલુ તો કરવુજ જોઇએ બધા પૈસાદાર માણુસોને ગરીબ લોકો ધિક્કારે છે, ગાળ દે છે...પણુ હું આ રીતે તેમને મદદ કરૂં તો? .તેમને મારે માટે સારી લાગણી થશેજ ધનવાનોએ અતડા રહેવુ ન જોઇએ બાકીના એક લાખનો એક વિશાળ બગીચો બધાવુ ?... હા એજ સારો વિચાર છે . ને એક લાખ વધ્યા તેનુ ?

પૂર્વ તરફના દેશોમા બહુજ મનોહર સુવાસિત પુષ્પો થાય છે મારા જેવાએ તે દેશોની મુલાકાત લેવીજ જોઇએ તેને માટે એક લાખ ગીલ્ડર તો બહુ થઇ જશે ...

"મને લાગે છે કે હારલેમવાળાઓ એ કાળા ગુલાબનુ કઇક નવું નામ તો પાડશેજ .તેની સાથે મારૂ નામ તો જોડાવુંજ જોઇએ શુ નામ પાડશે ?...બારલે ગુલાબ ? એવુજ કઇક શોધી કહાડશે...પણુ તેમા બારલે શબ્દ તો હોવોજ જોઇએ પછી લોકો પૂછશે કે બારલે નામ કેમ પડ્યુ ?...ત્યારે કોઇક જવાબ આપશે કે બારલે

નામના માણુસે તે પહેલવહેલું ગોથી કહાડયું, તેથી .
બરાબર છે પૈસા તો આજ છે ને કાલ નથી નામ તો
અનંતકાળ સુધી ટકશે ગમે તેમ બારલે-ગુલામ નો
બરૂ જ "

એ પ્રમાણે એ કલ્પનાના તરાપામા બેસી ધોધમાર
વહેતા પ્રવાહની સાથે ઘસડાતો ચાલ્યો જતો હતો, તેવામા
અચાનક એના નોકરે આવીને એને વિચારનિદ્રામાથી
જાગૃત કર્યો

" સાહેબ, બહાર કોઇ માણુસ આવ્યો છે . . . "

" કોણ ? "

" એનુ નામ પીટર છે ને હેગથી આવ્યો છુ એમ
કહે છે "

" કોણ ? પીટર ? કાનેલ સાપુનો ઘોડાવાળો તો
નથી ? "

" હા સાહેબ, એ તેનોજ દેખાય છે "

" વારૂ તેને બહાર બેસાડ હુ થોડીવારમા આવું
છુ "

એટલામા સામેના ઓટલા પરથી અવાજ આવ્યો—

" નહિ, સાહેબ માફ કરજો, મારાથી થોભી શકાય
એમ નથી મારૂં કામ ઘણુજ ઉતાવળનું છે " એમ
બોલતો બોલતો પીટર ત્યા—કાચગૃહમાજ—આવી પહોચ્યો
અહી આવવાની કોઇને પરવાનગી ન હતી છતા પીટર
રજા લીધા વગર પાધરો ચાલ્યો આવ્યો તેથી બારલેને

તેના ઉપર ક્રોધ ચઢયો પણ તે ક્રોધને એણે મનમાં દબાવી રાખ્યો પીટર પોતાના શેઠની ચિઠ્ઠી એના હાથમા મૂકી કહ્યું'—" સાહેબ ક્ષણ પણ ગુમાવવાનો વખત નથી આ ચિઠ્ઠી વાચો અને બીલકુલ વખત ગુમાવ્યા વગર એમા લખ્યા પ્રમાણે અમલ કરો "

બારલેએ બાઇબલના અસ્તરપાના પર લખેલી તે ચિઠ્ઠી વાચી એકવાર વાચ્યા પછી બીજી વાર વાચી વિચારમા પડતા બોલ્યો—"શુ તે કાગળો બાળી નાખવાના છે ? કોર્નેલ બાપુ તો કહેતા હતા કે તે બહુ કીમતી છે "

"સાહેબ, આ ચિઠ્ઠી પણ તેમનીજ લખેલી છે " પીટરે ભાર દઇને કહ્યુ

"છતાયે મને વહેમ પડે છે " બારલે આગળ બોલવા જતો હતો એટલામા એના ઘરના દરવાજા પરનો એક નોકર એકાએક દોડતો આવી મોટેથી બોલ્યો,—"શેઠ સાહેબ, નાસો, નાસો પોલિસના માણસો આપને પકડવા આવ્યા છે "

બારલે ચમક્યો "શુ ?"

"પોલિસના માણસો હેગથી આવ્યા છે અને આપને શોધે છે" પેલાએ ફરીથી કહ્યુ

"મને શોધે છે ? મને ? શા માટે ? મે શુ તેમનો અપરાધ કર્યો છે ?"

એટલામા બીજા એક બે નોકરો અને બારલેની વૃદ્ધ આયા દોડતા અને હાફતા હાફતા ત્યા આવી પહો-

ગ્યા, અને "નાસો નાસો"ની બૂમ પાડવા લાગ્યા વૃદ્ધ આયા તો આખમા આસુ સાથે કરગરતી બોલી "ઓ દીકરા બાર્લે, તુ જરા વિચાર કરવા મા થોભ એકદમ નાસી જા અહીંથી નામી છુટ આ વાડ કૂદીને ચા'યો જા હેગનો મેજીસ્ટ્રેટ અને તેના માણસો બહાર દરવાન સાથે તકરાર કરી રહ્યા છે "

બારલેને તો સમજાયુજ નહિ કે આ બધી શી ગડબડ છે ! આયાને તે કઈક સવાલ પૂછવા જતો હતો એટલામાજ ઓટલા પર હેગનો મેજીસ્ટ્રેટ અને બીજા પોલિસના માણસો દેખાયા તેઓમાના એકના હાથમા હાથકડી અને બીજાના હાથમા ચાબુક હતી

બારલેનુ આખુ શરીર આ માણસોને ખરેખર આવેલા જોઇને ધ્રુજી ઉઠયું પળવાર એને આ દેખાવ સાચો છે કે સ્વપ્નનો છે ? એવી પણ શકા થઇ પરતુ અડધી મિનિટ થઇ નહિ હશે એટલામા તો મેજીસ્ટ્રેટ બારલેની પાસે આવીને એના ખભા પર હાથ મૂકયો

"વાન બારલે, તમેજ કે ?"

બારલેએ હકારમા ડોકુ ધુણાવ્યુ એના ગળામાથી અવાજ ન નીકળ્યો

"તમારા મકાનની ઝડતી લેવાનુ વારટ છે." એમ કહી મેજીસ્ટ્રેટે એક છાપેલો સહી–સિક્કાવાળો કાગળ બારલેને બતાવ્યો

બારલેએ તે જોયો પણ તે કઇ બોલ્યો નહિ

મેજીસ્ટ્રેટે હમ્માને કહ્યુ—"અમે કાંઇ તમને ઝાઝો ત્રાસ આપવાના નથી, હો, ગભરાશો નહિ" એણે પોતાના માણસોને પેલા ટેબલનુ બીજુ ખાનુ ઉઘાડવાનુ કહ્યું.

આકડી ખેચીને સિપાઇએ કહ્યુ—"સાહેબ, એને ચાવી મારેલી લાગે છે"

મેજીસ્ટ્રેટે બારલે તરફ જોઇને કહ્યુ—"એ ખાનાની ચાવી આપો જોઇએ"

વાચનાર! એ વખતે યુવાન બારલેનુ હૃદય કેટલુ ધડકતુ હશે, એના ચિત્તની કેવી અવદશા થઇ હશે, તેનુ વર્ણન આપવાની શક્તિ આ લેખિનીમા નથી પીટરની છાતી પણ ધડકી રહી "હાય! માત્ર પા કલાક વહેલો આવી પહોચ્યો હોત તો?—આવો પ્રસંગ ન આવત" એમ એનુ હૃદય એને ડખી રહ્યુ હતુ

બારલેએ ચાવી આપી પછી અચાનક જાણે વિદ્યુત્નો ચમકારો થયો હોયને! એવી રીતે બારલેના મગજમા એક વિચાર સ્ફુર્યો એણે ટેબલ પર પડેલી કાળા ગુલાબની કલમો લીધી અને પોતાના હાથમા રહી ગયેલી પીટરની ચિઠ્ઠીવાળાજ કાગળમા તેને લપેટી એણે પોતાના ડગલાના અદરના ગજવામા સેરવી દીધી "આ લોકો મને પકડી જાય તો, રખેને એ અમૂલ્ય કલમો રવડી તો ન જાય"

સિપાઇએ કુચી વડે ખાનુ ઉઘાડયુ ઉઘાડીને આખુ બહાર ખેચી કહાડયુ પાછળના ભાગમા કાગળોનું એક બડલ હતુ, તે તેણે બહાર કાઢી મેજીસ્ટ્રેટના હાથમા

મૂક્યુ તે જોઇ મેજીસ્ટ્રેટ બોલ્યો–"હા, હા બસ એનો એજ "

પછી બારલેના તરફ જોઇ બોલ્યો–"ગિ વાન બારલે, હુ તમારે માટે દિલગીર છુ અમને ખબર મળ્યા પ્રમાણે તમારા મકાનમાં ચોક્કસ જગાએથી મુદ્દા–માલ હાથ લાગ્યો છે માટે તમને પકડી લઇ જવા પડશે '

બારલે કાઇ બોલ્યો નહિ એક પાચ મિનિટને ખાતર એ ફસાઇ પડયો હતો જો પીટરની ચિઠ્ઠી વાચીને બીલકુલ સમય ગુમાવ્યા વગર તરતજ એણે બડલ બાળી મૂક્યુ હોત તો આવો સમય આવ્યોજ ન હોત પણ વિધિના લેખ ટાળ્યા કેમ ટળે ?

મેજીસ્ટ્રેટે સિપાઇને ઇશારત કરી તેણે પાસે આવી બારલેના કાડા પર કડી ભેરવી બીજો એક સિપાઇ ભાડાનો ટાગો બોલાવવા દોડયો

બારલેના નોકરોની આખમાથી આસુ પડી રહ્યા હતા વૃદ્ધ આયા તો છાનીફાટ રડી રહી હતી તેણે બારલેને છોડી મૂકવા માટે બે ત્રણ વાર મેજીસ્ટ્રેટને હાથ જોડી પગે પડી આજીજીઓ કરી પોતાનુ ખાનગી ઝવેરાત પણ તેને આપવા માડયુ, પરતુ મેજીસ્ટ્રેટે તેના પ્રત્યે કશુ ધ્યાન આપ્યુ નહિ તે કશાથી પનળ્યો નહિ

થોડીવારમા ટાગો આવી પહોચ્યો સિપાઇઓએ બારલેને તેમા બેસાડયો અને મેજીસ્ટ્રેટ સાથે જોતજોતામા ટાગો હકારાવી દોડાવી લઇ ગયા

બારલેના બારણામા એ વખતે રડારોળ થઇ રહી હતી,

## પ્રકરણ ૭ મુ.

### અંધકારમાં ફાંફા.

ચતુર વાચક સમજીજ ગયો હશે કે ગયા પ્રકરણમા વર્ણવેલી ઘટનાનુ મૂળ કઇ વ્યક્તિના કારસ્થાનમા હતુ. બારલેનો અદેખો પડોશી આયઝેક!—એણે સરકારમા નનામો પત્ર લખ્યો હતો તે પરથીજ પોલિસે પળવારમા મુદ્દામાલનો પત્તો મેળવી લીધો હતો

આયઝેકને એ પગલુ લેતા પહેલા ખૂબ વિચાર કરવો પડ્યો હતો પહેલવહેલો એ ખ્યાલ આવતા તો એનુ અગ ધ્રૂજી ઉઠયુ હતુ એના હૃદયમા પણ અતરનો અવાજ હતો એ અવાજને એણે કેટલેક અશે કચરી નાખ્યો હતો છતા પ્રસગોપાત તે ગાજી ઉઠયા વગર રહેતો નહિ તેણેજ એને એવુ ઘાતકી કામ કરતાં રોક્યો આયઝેકને ખબર હતી કે બારલે કોઇ દિવસ રાજ-ખટપટમા જરાયે ભાગ લેતો ન હતો એટલુંજ નહિ પણ દેશમા શુ શુ ઉથલપાથલ થાય છે અને બનાવો બને છે તેનીયે એને કશી ખબર નહતી આયઝેક પોતે તો જેટલો ફુલઝાડનો શોખીન હતો તેટલોજ રાજખટપટનો શોખીન અને રસીઓ હતો જો કે એ જાહેર કાર્યોમા કાઇ ભાગ લેતો ન હતો (કારણ તેમ કરવા જેટલી આવડત અને પટુતા એનામા ન હતી ) છતા એ રોજને રોજ છાપા વાચતો અને દેશપરદેશમા બનતા રાજકીય બનાવો પર બારીકાઇથી ધ્યાન આપતો હતો

એટલે હેગમા કોર્નેલ ડેવિટ અને તેનો ભાઇ પકડાયા તેની, તેમના ખૂન થયા અને હાડકા બજારમા વેચાયા તેની, ફ્રેન્ચ રાજા સાથે ચલાવેલા પત્રવ્યવહારના દેશદ્રોહી કાગળીઆ માટે બને ડેવિટ ભાઇઓના ઘરની ઝડતી લેવાઈ તેની અને તેનો પત્તો ન મળતા એ કાગળીઆ માટે હેગની પોલિસ ઠામઠામ તપાસ ચલાવી રહી હતી તેની પણ વિગતવાર ખબર આયઝેકને મળી હતી પોતે એક દિવસ એકાતમા કોર્નેલ ડેવિટને કાગળીયાનુ એક બડલ બારલેને આપતા જોયો હતો જે સભાળ અને ગભીરતાથી કોર્નેલે એ કાગળિયા સુપરત કર્યા હતા અને બારલેએ તેને લઇને ટેબલમા બીજા ખાનાના પાછલા ભાગમા મૂકયા હતા, તે ઉપરથી એ કાગળો અમૂલ્ય અને ભારે જોખમવાળા હોવા જોઇએ એમ આયઝેકે તરતજ અનુમાન કરી લીધુ તરતજ એને વિચાર આવ્યો કે મારે શા માટે સરકારમા ખબર ન આપવી ? ઉપર જણાવ્યુ તેમ પ્રથમ તો એ અચકાયો પરતુ બે, ચાર, પાચ, સાત વાર એનો એ વિચાર એના મગજમા ઘોળાયા કર્યો એટલે એનુ હૃદય એ વિચારની ક્રૂરતાથી ટેવાઇ ગયુ થોડીવાર પછી તો 'એમ કરવુ એ મારી ફરજ છે' એમજ એને લાગવા માડયુ એણે આ પ્રમાણે પાટીઆ ગોઠવવા માડયા

"કોર્નેલ ડેવિટ દેશદ્રોહી હતો તેથીજ એને સરકારે પકડયો અને એનો વધ કરાવ્યો, આ બારલે તે એનોજ

ધર્મપુત્ર કેની ? તેણે એના દેશદ્રોહી કાગળીઆ છુપાવ્યા છે તે પણ એક જાતનો દેશદ્રોહજ કેની ? સારા શહેરી તરીકે મારી ફરજ છે કે મારે મારી નજરે પડતા ગુન્હા થતા અટકાવવા, અને થાય તો તેની સરકારમા ખબર આપવી આ બારલેએ છુપાવેલા કાગળોની બાબતમા સરકારને કોઇપણ રીતે ચેતાવવી એ મારી ફરજજ છે"

આવી રીતે પાટીયા ગોઠવીને મનનું સમાધાન કરવામા આયઝેકને બહુ આનદ પડયો બારલે પ્રત્યેની ઇર્ષ્યાનો કીડો એના હૃદયને ડખીજ રહ્યો હતો બારલે હવે થોડાજ દિવસમા પોતાનુ કાળુ ગુલાબ દુનિયા સમક્ષ રજુ કરશે એવો ભય એને લાગી રહ્યો હતો અને બારલેને તેમ કરતા અટકાવવાનો કોઇ ઉપાય શોધી કહાડવાને એનુ મગજ ક્યારનુ ફાંફા મારી રહ્યુંજ હતુ.

તેથી તા ૧૯ મી ઑગસ્ટની સાંજે એણે એક પોસ્ટકાર્ડ લીધો અને તેના પર સાડા સાત લીટી ચીતરીને સહી કર્યા વગર ગુપ્તપણે ડોરટગામની પોસ્ટ ઑફીસમા નાખ્યો

એ પોસ્ટ કાર્ડની શું અસર થઇ તે વાચકે ગયા પ્રકરણમા જોયું છે .

જે વખતે પોલિસના માણુસો બારલેને ટાગામા બેસાડીને લઇ ગયા તે વખતે આયઝેક પોતાના ઘરમાજ બેસી રહ્યો હતો. પોતાના પોસ્ટકાર્ડની અસર કેવી અને ક્યારે થશે તેની એને ખાત્રી હતી. સાંજે એ બહાર

નીકળ્યો ત્યારે કોઇએ એને કહ્યું—કે "બારલેને સિપાઇઓ પકડી ગયા." ત્યારે એણે આશ્ચર્યનો ઢોંગ કરી પૂછ્યુ– "એમ કે ?" એ સિવાય બીજુ કાઇજ પૂછવા એણે તસ્દી લીધી નહિ–એની હિમતજ ચાલી નહિ

× × × +

એ દિવસ પછી બારલે પકડાયાની વાત જુની થઇ ગઇ ત્રીજે દિવસે સવારે આયઝેક નિસરણી પર ચઢયો અને બારલેના વાડામા નજર ફેરવી શેઠ પકડાયા પછી નોકરોએ શેઠના પ્રિય બગીચાની સભાળ લેવાનુ માડી વાળ્યુ હતુ બારલેના રોપેલા કેટલાક કીંમતી કુમળા છોડવાઓ પાણી ન મળવાથી સૂકાઈ ગયા હતા કેટલીક વેલીઓ ચીમળાઇ ગઇ હતી પેલી છાપરીમા બેસનાર ચોકીદાર પણ પોતાને ગામ ચાલ્યો ગયો હતો એટલે રખડતા બકરીના બચ્ચાઓએ વાડની તળીએથી પ્રવેશ કરીને કેટલાક છોડવાની ઉજાણી કરી નાખી હતી

આયઝેકે દૂરબીન માડયુ કાળા ગુલાબ માટેના છોડ ક્યા દાટેલા હતા તે એને ખબર હતી તે જગામા દૂરબીનથી નજર કરી, અને એ ચમકયો કાળા ગુલાબ માટે બારલેએ ત્રણ રોપા તૈયાર કર્યા હતા. તેમાનો એક પણ ત્યા ન દેખાયો "કયાં ગયા હશે ? શુ એ સાથે લઇ ગયો હશે ? કે બકરીઓ ચાવી ગઇ ? મારે તપાસ કરવી પડશે "

રાત પડી આઠ વાગ્યા, નવ વાગ્યા, દશ વાગ્યા. બધા

લોકો પોતપોતાની પથારીમા નિદ્રાવશ થઇ ગયા, ત્યારે આઇઝેક પોતાના વાડામા આવી નિસરણી પર ચઢ્યો એણે ગજવામા એક નાનકડુ ચોર-ફાનસ રાખ્યુ હતુ બને વાડાઓ વચ્ચેની દિવાલ પર ચઢી એણે નિસરણી ઉચે લઇ લીધી અને બારસેના વાડામા ગોઠવી નીચે ઉતર્યો પગલાંનો જરા પણ અવાજ થાય નહિ તેની સભાળ રાખીને ધીમે ધીમે ચાલતો એ કાળા ગુલાબના છોડવાળી જગાએ ગયો ચોર-ફાનસનો કાચ ખસેડી અજવાળુ પાડયુ જોયુ, તો ત્રણે છોડવા ઠેઠ મૂળમાથી ઉખેડાયલા હોય એવા ચિહ્નો માલમ પડયા. બકરા કઇ આવી રીતે આખો છોડ ખાઇ જાય નહિ.

" ત્યારે એણે પહેલાથી જ ઉખેડી લીધા હોવા જોઇએ . એ કઇ કાચો છે ? . પણ એને થોડીજ ખબર હતી કે એના પર ઝડતીની ધાડ આવવાની છે ? ..કદાચ ફરી પાછી દવા ચોપડવા માટે રોપાઓ ઉખેડી લીધા હોય . તો તે એણે કાચગૃહમાજ કોઇક ઠેકાણે મૂકયા હોવા જોઇએ.. લાવ, જોઉ તો ખરો ત્યા જઈ તપાસ કરૂ. "

ફાનસનો પ્રકાશ બધ કરી તે ચોર પગલે કાચગૃહ તરફ ચાલ્યો બારણુ ઉઘાડુ જ હતુ અદર પ્રવેશ કરતા જ એના હાથની અડફટ વાગવાથી પાસેના સ્ટુલ પર ગોઠવેલી કાચની લાબી નળી ગબડી પડી જમીન પડતા ફુટી ગઇ ને અવાજ થયો

બારસેના મકાનની ઉપલી બારીએથી અવાજ આવ્યો-

" કોણ છે ? "

આઇઝેક તરતજ નીચે બેસી ગયો અને એક ટેબલની તળીયે કોકડુ વાળીને ભરાઇ ગયો એનુ હૃદય ખૂબ જોસથી ધબકવા લાગ્યુ મનમા બીતિ પેઠી–" કોઇ આવીને પકડે તો ? " જો એ ભય ખરો પડે તો એના બાર વાગી જાય એમ હતુ ઘર–પ્રવેશક અને ચોર તરીકે એને આઠ દશ વર્ષથી ઓછી જેલ મળે એમ ન હતુ. તે વખતના કાયદા બહુજ કડક હતા

દશેક મિનિટ સુધી આઇઝેક એ ટેબલની તળીયે ભરાઇજ રહ્યો ' કોણ છે ? " એવો પ્રશ્ન પૂછીને કાઇ જવાબ ન મળવાથી બારલેની વૃદ્ધ આયા " કદાચ મારાજ કાને મને છેતરી હશે" એમ ધારીને કોઇ જાતનો ઉહાપોહ કરવાનો વિચાર માંડી વાળીને પાછી તરતજ નિદ્રાવશ થઇ ગઇ

થોડી વારે આઇઝેક પાછો ઉભો થયો અને ચોર-ફાનસની સહાયથી બધે ફરીને બારીક નિરીક્ષણ કરવા લાગ્યો, કબાટોની અદર કબાટોને મથાળે, સ્ટૂલો અને ટેબલોના ખાનાઓમા, નાની પેટીઓમા અને કચરાની ટોપલીમા પણ તે દીવો ફેરવી વળ્યો છતા કોઇ ઠેકાણે પત્તો લાગ્યો નહિ

મનમા એ બબડયાજ કરતો હતો–" સાળો પાકો ઠગ હોવો જોઇએ મેજીસ્ટ્રેટ આવ્યો હશેજ ત્યારેજ કોઇ નોકરને ઇશારત કરી એણે ત્રણે રોપા ઉખેડાવી લીધા

હશે . અને તેઓ ખાનુ ઉનાડવાની ધમાલમા પડચા હશે ત્યારે એણે પોતાના ગજવામા સેરવી દીધા હશે..."

થોડીવારે એ ખોળતો ખોળતો બારવેના ટેબલ આગળ આવ્યો ટેબલ પર પ્રકાશ નાખી જોતા ત્યા કેટલાક મટોડીના ગાગડા વેરાયલા જોવામા આવ્યા આયઝેકે બારીકાઇથી તપાસ કરી તો બગીચામા કાળા ગુલાબની જગ્યાએ જેવી મટોડી પાથરેલી હતી તેવીજ એ મટોડી દેખાઇ તેજ રગ, તેજ કુમાસ આઇઝેકને ખાત્રી થઇ કે ત્રણે રોપા તેણે કાઢી લીધેલા, તો નકકીજ પછી તે કોઇક સ્થળે છુપાવી મુકચા હોય, અથવા તો એ પોતાની સાથે લઇ ગયો હોય છુપાવ્યા હોય તોયે તે આટલામાજ હોવા જોઇએ કારણુ એવી કીંમતી વસ્તુને બીજે કોઇ સ્થળે રાખી શકાયજ નહિ. આયઝેક ફરી પાછો આમ તેમ શોધવા મડયો બીજી વાર, ત્રીજી વાર બધે ફરી વળ્યો કાઇ પત્તો લાગ્યો નહિ એટલે કપાળે હાથ દઇ વિચાર કરતો એક સ્ટૂલ પર બેઠો

"ત્રણુ લાખ ગીલ્ડરનુ ઇનામ છે ? ..ત્રણુ લાખ! એ કેવડી મોટી રકમ! .જો એવુ ફુલ બનાવવાનો છોડ મને હાથ લાગ્યો હોય તો હુ શુ કરૂ ? . જયા સુધી મને ઇનામ મળે ત્યા સુધી મારા જીવ પેઠે સાચવીને છાતી પર ને છાતી પરજ રાખુ બારલે પણુ તેમજ કરે સ્તો ..શા માટે ન કરે ?...ત્રણુ લાખ ગીલ્ડર !...કહેતા કંઇ થાય છે!"

એ પ્રમાણે વિચારમા ને વિચારમા બેઠેલા આયઝેકને કોણ જાણે ક્યારે, એક ઝોકુ આવી ગયુ ઝોકામા તે ૩ લાખ ગીલ્ડરના સ્વપ્ના અનુભવવા લાગ્યો જાણે એક મોટો વિશાળ અનંત જેવો દેખાતો સફેદ વસ્ત્રનો પડદો એની દ્રષ્ટિ સામે આવી ખડો થયો અને તેના ઉપર કાળા મેસ જેવા રંગનું ગુલાબનુ ફુલ એની મેળે ચીત રાયુ ફુલની નીચે મોટા મોટા, ગજ ગજ જેવડા અક્ષરે ત્રણ લાખના આકડાઓ કાળા મેસ જેવા રંગથી એની મેળે એ પડદા પર ચીતરાયા થોડી વાર પછી પેલુ ફુલ અદ્દશ્ય થઇ ગયુ, અને આકડાઓના ભૂતડા બની ગયા અને આયઝેકની સામે જોઇ દાતીયા કરી નાચવા લાગ્યા તેમનાથી ભડકીને એકાએક તે જાગી ઉઠયો જુએ છે તો પૂર્વમાથી ઝાખો પ્રકાશ આવવા લાગ્યો હતો.

આયઝેક તરતજ ઉભો થયો, અને ચોર-ફાનસ હોલવી ગજવામા ઘાલી, જેવી સભાળથી ત્યા આવ્યો હતો તેવીજ સભાળથી સીડી પર ચઢી પાછો પોતાના વાડામા ઉતરી આવ્યો



## પ્રકરણ ૮ મું.

### ઉપકારના બદલામાં ઉપકાર.

બારસેને બ્યુટન જેલમા લાવવામા આવ્યો એનો મુકર્દમો ચાલવાને બે ત્રણ દિવસની વાર હતી. ત્યા સુધી

એને જે કોટડીમા કોર્નેલને કેદ કરેલો હતો તેજ કોટડીમા રહેવાનુ હતુ

આ અણધારી આફત પોતાના ઉપર આવી પડવાથી બારલેને ઘણુ જ દુ ખ થયુ જો કે આફત કેવડી મોટી અને કારમી હતી તે વિષે એને કશો ખ્યાલ નહતો દેશમા ચાલી રહેલી ઉથલપાથલથી એ સદતર અજ્ઞાત હતો. એને ખબર ન હતી કે એ વખતે નાનામા નાના—નજીવા—અપ-રાધ માટે પણ દેહાત દડની શિક્ષા ઠોકાઇ જતી હતી. હજુ એને કોર્નેલ અને જહોન ડેવિટના નિર્દય રીતે થયેલા ખુન વિષે કશીજ ખબર ન હતી ટાગામા મેજીસ્ટ્રેટ અને સિપાઇઓ બીલકુલ ગુપચુપ બેસી રહ્યા હતા, અને જેલમા આવતા ગ્રાયફસ ડોસાએ પણ કશુ બોલ્યા ચાલ્યા વગર એને કોર્નેલની કોટડીમાં લાવી ગોધી દીધો હતો એ કોટડીમા જવાની પત્થરની સીડીના પગથીયા જ્યારે તેઓ ચઢતા હતા ત્યારે રોઝા પોતાની ઓરડીની વચલી બારીએ ઉભી હતી. અસ્ત પામતા સૂર્યના આછા પણ તેજસ્વી કિરણો એના મનોહર કોમળ દેહને દીપાવી રહ્યા હતા. મદમદ વહેતી પવન લહરીઓ એના કેશ–કલાપની છૂટી રખડતી લટો સાથે રમત કરી રહી હતી

બારલેની નજર એના ઉપર પડી. "અહા, શુ સુદર સ્વરૂપ ! કેવી મધુરી બાળા ! આવી ભયકર જેલમાં આ દેવદૂત ક્યાથી ?" એવા વિચાર એના મનમા ઉદ્ભવ્યા.

રોઝાએ ઘાટો પાડી પૂછયુ —"બાપુજી, આ કોણ ?"

" એ તો નવો કેદી પેલા કોર્નેલ ડેવિટનો દીકરો" ડોસાએ જરા પણ મૃદુતાના અશ વગરની લુખ્ખી ભાષામા કહ્યુ

રોઝાના મુખ પરના ભાવ બદલાયા, એણે કોર્નેલ ડેવિટને નાસી જવામા મદદ કરી હતી, છતા આખરે કેવી દુ ખદ રીતે તેના જીવનનો અત આવ્યો તે એ જાણતી હતી કોર્નેલનો આ યુવાન સ્વરુપવાન ધર્મપુત્ર પણ એવીજ દશા પામશે કે શુ ? એવા વિચાર એના નાનકડા બુદ્ધિશાળી મગજમા સ્ફુરવા અને ઉભરાવા લાગ્યા તેને પરિણામે એના મુખ પર દયાના ચિન્હ સ્પષ્ટ દેખાવા લાગ્યા બારલેએ તે જોયા બનેની નજર પળવાર મળી રહી પરતુ તરતજ પગથીયા પૂરા થયા અને કોટડીનો લોખડી દરવાજો આવી પહોચ્યો ગ્રાયફસે તે દરવાજો ઉઘાડયો મહા પ્રયાસે રોઝા પ્રત્યેથી પોતાની દૃષ્ટિ ખેચી લઇ બારલે કોટડીમા દાખલ થયો. ગ્રાયફસે દરવાજો બધ કરી તાળુ માર્યુ

બારલે થોડો તત્વજ્ઞાની પણ હતો એણે આ આકૃતના સબધમા ભાગ્યનો વિચાર કરીને પોતાના મનનું સમાધાન કરવા માડયુ —" એ તો હોય ! મારા નસીબમા આ ઘડીએ આવુ સકટ સહન કરવાનુ લખેલુ, તે કેમ ટીટે ? અત્યાર સુધી મારૂ જીવન એક ફુલની પેઠે ખીલ્યું આવ્યુ છે મારા કોઇ પાપના ફળ રૂપે આ વિપત્તિ મારા

શિરે આવી પડી છે માટે તે સહન કરવીજ જોઇએ.
એનો સમય જશે એટલે એ આપોઆપ ટળી જશે "

એક માત્ર પોતાના કાળા ગુલાબને ખાતર બારલેને ઘણું દુખ થતુ હતુ હોર્ટીકલ્ચર સોસાયટીનુ ઇનામ જીતવાને એને થોડીજ વાર હતી, લગભગ તે મેળવવાની અણી પર એ આવ્યો હતો, ને અચાનક એના માર્ગમા આ મોટો પત્થર આવી પડ્યો હતો તેથી એના હૃદયમાં અત્યંત વ્યથા થતી હતી હોર્ટીકલ્ચર સોસાયટીના ત્રણ લાખ ગીલ્ડરની એને કઇ ઝાઝી દરકાર ન હતી પણ એ ઇનામ મેળવવાથી એને જે કીર્તિ પ્રાપ્ત થતે, આખી વનસ્પતિશાસ્ત્રની દુનિયામા એનો વિજય ડંકો વાગતે તેથી એને જે અમરત્વ મળતે તેનો એ ભૂખ્યો હતો તે ક્ષુધા શાત કરવાની તક એની પાસેથી ઝુટવાઇ ગઈ હતી તેથી એનુ મન બહુજ દુભાતુ હતુ

છતા એને હજુ આશા હતી કાળુ ગુલાબ ઉગાડવા માટે તૈયાર કરેલા ત્રણે નાનકડા રોપાઓ હજુ એની પાસેજ હતા તેના ઉપર મહેનત કરવાથી હજુ કાર્ય સિદ્ધ થાય એમ હતુ પણ આ કેદખાનામા તેમ કરવાનો અવસર અને સાધન મળશે ખરા ? કેમ કહી શકાય ? આશા અનત છે

રાત્રે ગ્રાયફ્સ ખાવાનુ આપવા આવ્યો એક હાથમાં ફાનસ અને લાકડી, બીજા હાથમા ખાવાનાની થાળી અને કુચીનો ઝૂમખો. જેવો બારણુ ઉઘાડીને અદર આવ્યો

તેવોજ એક લીસા પથરા પરથી એનો નાળવાળો બૂટ સરી પડયો. એ ગબડયો, થાળી પડી ગઈ, ફાનસ છટકયુ, ભાગ્યુ, અને હોલવાઇ ગયુ, આયફ્રસ પડતા પડતા પોતાના ડાબા હાથ પર વજન ટેકવવા ગયો, પણ વૃદ્ધાવસ્થાથી નિર્બળ બનેલા એ હાથમા આખા શરીરનુ વજન ઝીલવા જેટલી તાકાત ન હતી કડાક કરતુ એના કાડાનુ હાડકુ ભાગ્યુ અને એ ઢીલો ઢબ્બ્ થઇ જમીન પર ઢળી પડયો પડતા પડતા એણે "ઓ બાપરે એ એ એ.. .." કરીને મોટેથી બૂમ પાડી

બારલે તો આ દેખાવ જોઇને ચમકયો એ ગબડી પડેલા જેલરને શુ કરવુ તે એને પળવાર સૂઝયુજ નહિ પરતુ પછી તરતજ એ તેની પાસે ગયો અને ડોસાને સભાળીને બેઠો કર્યો હાડકુ ભાગ્યાથી ઉત્પન્ન થયેલી ઝઝણીને લીધે ડોસાને હજુ તમ્મર આવતા હતા

બારલેની જગાએ બીજો કોઇ હોત તો આયફ્રસ ડોસો ગબડી પડયો તેજ વખતે તેને ઉપરથી બે ચાર લાતો ચ્હોડી કાઢીને બેભાન કરી મૂકી, ખુલ્લા પડેલા દરવાજામાથી નીકળી પોબારા ગણી જાત—કઇ નહિ તો યે તેમ કરવાનો પ્રયત્ન તો કરતેજ પરતુ નીતિમાન બારલેને એવુ કરવાનો વિચાર સરખો યે આવ્યો નહિ એ તો આ દુખી થતા દર્દીને હવે કેવી રીતે આરામ આપવો તેનોજ વિચાર કરવા લાગ્યો પહેલેજ દિવસે એને જેલમા એક મનુષ્યની સેવા કરવાની આવી સરસ તક .

મળી તે માટે એને અંતરમાં ઘણોજ આનંદ થયો.

બારણે ડોસાનો ભાગેલો હાથ તપાસતો હતો એટલામાં હાથમાં ફાનસ સાથે રોઝા કોટડીના દરવાજા આગળ આવી પહોંચી એને જોઈને ગ્રાયફ્સ બોલી ઉઠયો —“ઓ દીકરી રોઝા! આવ, આવ મારો તો જીવ જાય છે ઓઓ! મારો હાથ ભાગી ગયો . ઓઓરે એએએએ . ”

રોઝાને પળવાર એવો વિચાર આવ્યો કે આ યુવાન કેદીએ મારા બાપને માર્યો કે શું? તે બોલી “બાપુજી, શું થયું? આ કેદીએ તમને માર્યા કે ...” રોઝા આગળ બોલતી અટકી ગઈ બારણે જે રીતે ડોસાની પાસે બેસીને તેનો હાથ તપાસતો હતો તે રીત–તે ઢબ–જોતાં એણે ડોસાને માર્યો હોય એ બનેજ નહિ એમ એને ખાત્રી થઈ એને જરા પસ્તાવો થયો

“ માફ કરજો, સાહેબ, મે આપના પર અવિચારી આક્ષેપ મૂકયો તે ”

“ કંઈ ફીકર નહિ તારા બાપુને ઘણું વાગ્યું છે એનું હાડકું ભાગી ગયું છે પણ તું મને થોડી મદદ કરશે તો હમણાં હું એનું હાડકું ચોક્કસ બેસાડી દઈશ ”

“ ઓ ઓ રે.. ! રોઝા! મારો તો જીવ જાય છે... ઓ બાપરે એએએ ! હાય હાય! ઓરે! રોઝા, રોઝા પેલો દરવાજો બંધ કર બંધ કર નહિ તો આ કેદી નાસી જશે ”

"હુ નહિ નાસી જાઉ, નહિ નાગી જાઉ કાકા, ગભરાશો નહિ હુ તમને તમારો હાથ ચોખ્ખ સારો કરી આપીશ " બારલેએ ગભીરતાપૂર્વક કહ્યુ

"તે શુ તુ ડાકટર છે ? કે વૈદ ?"

"હુ ડાકટરનો આખો ધધો શિખેલો છુ "

"હે ? ત્યારે તો તને હાડકુ બેસાડતા આવડતુ હશે ?" આયફ્સ હાથમા થની પીડા તરફ દુર્લક્ષ કરવાનો પ્રયત્ન કરતો બોલ્યો

"ચોકક્સ બેસાડીશ આ મારા હાથ જેવો તમારો હાથ સારો થશે " બારલેએ દઢતાથી કહ્યુ, ને પોતાનો હાથ જોરથી હલાવી બતાવ્યો

"ત્યારે કરી આપ કરી આપ જલદી સારો કરી આપ મારો તો જીવ જાય છે ઓરેએએએ "

રોઝા બોલી —" તમે કહો તે ચીજ લાવી આપુ પાટો બાધવાનો કકડો જોઇશે ?"

"હા બે દેવદારના પાટીઆ અને એક સારો લાબો પાટો જોઇએ ગરમ કપડાનો હશે તો વધારે સારૂ પાટીઆ આવડા જોઇએ ' એમ કહી બારલેએ હાથ વડે ઇશારત કરી સમજાવ્યુ

રોઝા બોલી —" માગી ઓરડીમા એક જૂનુ પીપ ભાગેલુ પડયુ છે, તેના પાટીયા ચાલશે ?"

" ચાલશે "

" ને પાટો મારા જૂના ગરમ ફ્રાકમાથી ફાડી

લાવીશ " એમ બોલતી રોઝા દરવાજામાંથી બહાર નીકળી અદૃશ્ય થઇ ગઇ

દરમ્યાન બારલેએ જમીન પર પડેલા કાચના ટુકડાઓ એક કપડા વડે સાફ કરી તે જગ્યા પર ડોસાને આરામથી સુવાડયો અને તેનો હાથ લાંબો કરાવી ભાગેલું હાડકું સંભાળપૂર્વક તેની જગા પર ગોઠવવાને પ્રયત્ન કરવા લાગ્યો એટલામાં રોઝા આવી પહોંચી

" વાહ બહુ સરસ પાટીઆ આપ્યા છે! જેવા જોઇએ તેવાજ છે " બારલે બોલ્યો

ધીમે ધીમે બારલેએ પાટીયા ગોઠવી પાટો બાંધવા માંડ્યો તે વખતે થતા દુ ખથી ડોસો તરફડીઆ મારવા લાગ્યો પણ બારલેની સૂચનાથી રોઝાએ તેનો હાથ મજબૂત રીતે સ્થિર પકડી રાખ્યો છેલ્લી ગાંઠ બાંધતી વખતે તો ડોસો મોટેથી ચીસ પાડીને બેભાન થઇ પડયો રોઝા જરા ગભરાઇ બોલી—" હવે ? "

બારલેએ કહ્યું —"ગભરાઇશ નહિ એમાં કશું નથી એ તો દર્દના જોરથી નસમાં થતા તરંગોને લીધે મૂર્ચ્છિત થઇ પડયા છે પણ તે પાંચ સાત મિનિટમાંજ જાગશે ચિંતા કરીશ નહિ આપણે એને હમણાંજ જાગૃત કરીશું તું જા, જરા વિનેગાર ( દારૂ ) લઇ આવ તો. "

પણ રોઝા ત્યાંથી ખસી નહિ.

"કેમ ? વિનેગાર નથી ? "

"છે પણ હુ બીજો વિચાર કરૂ છુ " રોઝા મૃદુ અવાજે બોલી.

"શુ ?"

"ઉપકારના બદલામા ઉકાર " રોઝાનો અવાજ ગળગળો બન્યો

"એટલે ?"બારલેએ ન સમજાયાથી પૂછ્યુ

"હજુ ન સમજ્યા ?"

રોઝા પાસે આવીને બહુજ મદ અવાજે બોલી

"સાહેબ, તમે અહીથી નાસી છૂટો"

"કેમ ?"

"આ કાળ કોટડી છે આ કોટડીમા આવી પૂરાયલા કેદીઓ ભાગ્યેજ જીવતા રહે છે"

"પણ હુ તો નિર્દોષ છુ મને તેઓ શુ કરવાના હતા ?"

"બધુંજ કરવાના તમને ખબર નથી ? જ્હોન અને કોર્નેલ ડેવિટ શુ દોષિત હતા ? નહિજ છતા લોકોએ તેને જાનથી મારી નાખ્યા કેની ?"

બારલે ચોકી ઉઠયો "શુ જ્હોન-કોર્નેલને મારી નાખ્યા ?"

"શુ તમને ખબર નથી ?' રોઝા આશ્ચર્ય પામતી બોલી "તેમને કાલેજ નિર્દયપણે મારી નાખવામા આવ્યા છે. આમ આવો, જુઓ"

રોઝા બારલેનો હાથ પકડી કોટડીના એક જાળીઆ

પાસે લઇ ગઇ ત્યા જેલના પાછલા ભાગમા ફાસીના માચડા હતા. એમાના બે માચડા પર મુડદા લટકતા હતા ચન્દ્રના પ્રકાશમા એટલુ તો જોઇ શકાતુ હતુ કે બને મુડદાઓ ઘણાજ છિન્નભિન્ન થઇ ગયેલા હતા

"એક શબ જ્હોનનુ અને બીજુ કોર્નેલનુ છે" રોઝા માત્ર હોઠ ફફડાવતા જેવો અવાજ થાય તેવે સાદે બોલી.

"પણુ આ તો જાણે ભાંગેલા હાડપિંજરજ છે," બારલે કઇકઇ અવર્ણ્ય લાગણીઓ અનુભવતો બોલ્યો

"બાકીના હાડકા અને માસ કાલે બજારમા વેચાઇ ગયા " રોઝાએ ટુકામા સમજાવતા કહ્યુ·—"સાહેબ, બધુ કહી સભળાવવાનો વખત નથી મારૂ કહ્યુ માનો અને અહીંથી નાશી છુટો. મારા બાપુ હમણાજ જાગી ઉઠશે તો આ તક જતી રહેશે પછી પસ્તાવો થશે જાઓ, નાસી જાઓ તમારા જેવા નિર્દોષ યુવાનને આ જેલમા આવી પડેલા જોઇને મારૂ હૃદય બહુજ દુભાય છે જાઓ. "

' પણુ રોઝા, તને ખબર છે કે હુ નાશી જાઉં તો એ સોકો તને પકડશે? "

" મને ખબર છે-મને બધી ખબર છે પણુ હુ તો તેમને ગમે તેમ સમજાવી દઇશ. તમને ખબર નહિ હશે કે જ્હોન અને કોર્નેલને મેંજ અહીંથી નસાડી મૂક્યા હતા "

" કેવી રીતે ? "

" તે બધું કહેવાને વખત નથી. તમે અહીંથી નાશી જશો ને જીવતા રહેશો ને મળશો તો કોઇ દહાડો કહીશ. અત્યારે તો તમે જાઓજ "

બારવે કંઇ બોલ્યો નહિ, વિચાર કરવા લાગ્યો

" કેમ વિચાર શું કરો છો ? "

" રોઝા, એમ કરવું મને ઠીક લાગતું નથી "

રોઝા ચકિત થઇ ગઇ " અરે વાહ ! "

" કેમ ? "

" તમારા જેવા તો કોઇ નહિ દીઠા ! " રોઝા જરા ચીડવાઇને બોલી "તમને ભાન છે કે હમણાં નાસી છૂટશો નહિ, તો ચાર દિવસમાં તમારા હવાલ પણ જ્હોન-કોર્નેલ જેવાજ થશે ? તમે દોષિત છો કે નિર્દોષ ને કોઇ જોવાનું નથી આજકાલ કાયદા બહુજ સખત થઇ ગયા છે "

" છતાં રોઝા, હું કહું છું કે મારાથી આવી સ્થિતિમાં નસાયજ નહિ બારવેએ દ્રઢતાથી કહ્યું, -" રોઝા, એમ નાસવામાં ચોરી છે મારાથી ચોરી નહિ થાય "

" પણ-પણ—"

રોઝા આગળ બોલતા અટકી ગઇ કારણ કે ચાય દૂસે તેજ વખતે આળસ મરડીને આંખ ઉઘાડી સદ્ભાગ્યે એનું મ્હો બીજી તરફ હતું, નહિ તો રોઝા તથા બારલેને પાસે પાસે ઉભેલા જોઇને એ વહેમાયોજ હોત !

રોઝા તરત દૂર ખસી ગઇ હરણી સરખા નેત્રથી એ બારલેને આવી સુંદર તક ગુમાવવા માટે ઠપકો આપવા લાગી.

"ચાલરે, રોઝા, હજુ મને ઘેર નથી લઇ ગઈ? પેલો ક્યા ગયો ?" ચાયફ્રસ ઉઠીને બેઠો થઇ ગભરાટમા આમ તેમ જોવા લાગ્યો બારલે પર નજર પડતા રાજી થયો, અને બોલ્યો "અલ્યા ડાકટર, તે મને પાટો બાધ્યો તે તો ઠીક કીધુ પણ હુ કાઇ તને અહીંથી નાસવા દેવાનો નથી "

એમ કહી તે ઉભો થયો રોઝાએ તેને હાથનો આધાર આપ્યો અને બ'નેએ ચાલવા માડ્યુ. એટલામા બારલે માટે આણેલી ખાવાનાની થાળી વેરાયલી પડેલી જોઇને રોઝા અટકી બોલી

"બાપુજી, આ થાળી તો અહીં પડી છે ત્યારે ડાકટરે શુ ખાધુ ?"

"એ ભૂખ્યો જ છે " ચાયફ્રસ બેદરકારીથી બોલ્યો—"એના ભાગનુ ખાવાનુ ઢળી ગયુ તેમા હુ શુ કરૂ ? એનુ નસીબ "

"પણ આપણે બીજુ લાવી આપવું જોઇએ " રોઝા બોલી " કેદીને ભૂખ્યો કેમ સૂવાડાય ! "

"પણ આવે રાતને વખતે બીજુ ખાવાનુ ક્યાથી લાવીએ ?" ડોસાએ બહાનું કાઢ્યુ.

"આપણા રસોડામા થોડા પાઉ ને માખણ છે. આજે સાજે મને ભૂખ ન હોવાથી મે ખાધુ નથી. તે હુ લઇ આવુ ?"

"આપણા ઘરનુ ખાવાનુ શેનુ આપીએ !....પણ,

કશ નહિ જા, લઈ આવ આને લીધે હાડવેદના પૈસા તો બચ્યા છેને ! " ડોસાએ પોતાની કંજુસાઈનુ પ્રદર્શન કર્યું.

રોઝા બાપના શબ્દોને ન ગણકારતી તરતજ ત્યાથી ચાલતી થઇ થોડી વારમા થાળી ભરીને પાઉ માખણ અને બીજુ પરચુરણ ખાવાનુ લઇને આવી પહોચી કેદીની પાસે તે થાળી મૂકીને તેને નિરાતે ખાવાની ઇચ્છા રત કરી બાપનો હાથ ઝાલી તે ચાલતી થઇ એ પ્રમાણે બારલેને પહેલ દિવસ નો જેલના કચરાવાળા ખોરાકને બદલે સ્વચ્છ અન્ન ખાવાને મળ્યુ



## પ્રકરણ ૯ મુ.

### " પરણુ કે નયે પરણુ. "

તે રાત બારલેએ ઘણાજ શોક અને માનસિક વ્યથામા વિતાડી લગભગ આખી રાત એને ભયકર વિચારો આવ્યા કર્યા કોર્નેલ અને જ્હોનના અપમૃત્યુની વાત રોઝાએ એને જે પ્રમાણે સક્ષેપમા કહી સભળાવી હતી તે પ્રમાણે જાણે એની નજર આગળ બની રહી હોય એમ એને લાગ્યુ બે ત્રણવાર એ પેલા જાળીયા પાસે ગયો અને ફાસીના માચડા પ્રત્યે જોવા પ્રયત્ન કર્યો પરતુ ત્યા લટકતા ભયાનક મુદડાથી એને કમકમા

આવ્યા ને એ પાછળ હઠી ગયો “ હાય ! કોર્નેલ જેવા પવિત્ર માણુસની આવી અવદશા ! ”

પછીના બે ત્રણ કલાક સુધી એણે જ્હોન અને કોર્નેલના આત્માને ખાતર પ્રાર્થના કરી

થોડી વારે રોઝાની કલ્પિત મૂર્તિ એની દૃષ્ટિ સમક્ષ આવી ઉભી “ આહા, કેવી મનોહર અને ચપળ બાળા ! કેવી ડાહી અને બુદ્ધિશાળી ! કોણુ જાણે કેમ મારૂ હૃદય એના પ્રત્યે આટલુ બધુ આકર્ષાય છે ? .” એવા વિચારોમા એનુ મગજ ડૂબી ગયુ રોઝાના વિચાર કરતી વખતે એ પોતે જેલમા પડેલો હતો અને એના ઉપર રાજદ્રોહનુ તહોમત હતુ એ વાત પણ ભૂલી ગયો

લગભગ ચાર વાગે એ નિદ્રાવશ થયો

બીજે દિવસે ગ્રાયફ્સ બીલકુલ દેખાયો નહિ બપોરે ખાવાનુ આપવાને ગ્રાયફ્સના હાથ નીચેનો એક આસિસ્ટંટ જેલર આવ્યો તેને પૂછતા માલૂમ પડયુ કે ગ્રાયફ્સને સખત તાવ આવ્યો હતો અને તેનાથી પથારીમાથી ઉઠી પણુ શકાય એવુ ન હતું બારલેએ કહ્યુ —“ એ તો હાડકુ ભાગ્યાના જોરનો તાવ એમા કાંઇ ગભરાવાનુ નથી ’

“અરે, અમે ગભરાઇએ એવા નથી તો ” પેલાએ જવાબ આપ્યો –“કઇ થયુ તોયે શુ ? ડોસાએ બહુ દુ ખ ભોગવ્યુ છે તે એમાથી છુટે તો સારૂ ”

બારલે સમજી ગયો કે આ આસિસ્ટંટને ગ્રાયફ્સ ઉપર ખાસ પ્રેમ ન હોવો જોઇએ, કદાચ ગ્રાયફ્સ મરે

તો પોતાને જેલરની જગ્યા મળે એવા લોભથી એ, ડોસાના મોત માટે ટાંપીજ રહ્યો હશે

બારલેએ પૂછ્યુ–"રોઝા શુ કરે છે ?"

પેલો એકદમ ચીઢવાઇ ગયો—"કોણુ ? રોઝા ! તેની તારે શુ પચાત ? ખબરદાર ! એ છોકરી તરફ નજર કરી તો !"

એ રોઝાના હાથનો ઉમેદવાર હતો

ત્રીજે દિવસ બારલેના મુકદમાનો હતો એને જેલમાથી કાઢીને કોર્ટમા લઇ ગયા મુકર્દમો કઇ લાબો ચાલ્યો નહિ એણે બધી વાત જાતે સાફ સાફ કબૂલ કરી દીધી, એટલે પોલિસના માણસોને એનો અપરાધ પુરવાર કરવામા જરાયે મુસ્કેલી પડી નહિ પછી એણે રાજખટપટ વિષે પોતાનુ અજ્ઞાન જાહેર કરી પોતાનો બચાવ કરવા માડ્યો એને તો માત્ર વિજ્ઞાન અને સાહિત્યનોજ શોખ હતો–ચિત્રકળા અને ફુલ ફળ શાસ્ત્ર સિવાય એને બીજી કોઇ લાઇન પસદ ન હતી એ બધુ ભારપૂર્વક સમજાવવાનો, જૂરીના મગજમા ઠસાવવાને, એણે ખૂબ પ્રયત્ન કર્યો પરતુ તેથી કશુ વળ્યુ નહિ જૂરરે કહ્યુ કે એવી રીતે તો ઘણા મુત્સદ્દીઓ ઢોગ કરે છે, રાજ ખટપટ સાથેનો પોતાનો સબધ છુપાવવા ખાતર પોતે જાણે બીજાજ ધધામા ખુબ રચ્યાપચ્યા હોય એવો દેખાવ કરે છે

આખરે બારલેને જન્મકેદની શિક્ષા થઇ. એને બ્યૂટન

જેલમાજ બીજી એક કોટડીમા લઇ જઇ પૂરવામાં આવ્યો, એને અહેસાન કેદ થઇ હતી ને રોજના ખર્ચ માટે એને બાર સ્ટાઇવર (નવ આના) મળવાના હતા એ પૈસામાથી એ એની મરજી પ્રમાણે ખર્ચી શકે, એમ હતુ જે કોટડીમા એને પૂરવામા આવ્યો તેની ઉભરણી નીચી હતી એને એક ખુરશી અને લાકડાનો ખાટલો તથા પાણી પીવાનો કુજો આપવામા આવ્યા

એ કોટડીમા બારલે પોતાના દિવસો ગણવા લાગ્યો, એક, બે, ત્રણ, ચાર ગમે તેટલા ગણે તોયે એના દિવસો પૂરા થાય એમ કયા હતુ ? એને ખૂબ કટાળો આવવા લાગ્યો હાય ! આ જગાએ આખી જીદગી કેમ પૂરી થશે ?

એને વાચવા માટે એક બે ચોપડીઓ આપવામા આવી હતી, પરતુ તેયે શુષ્ક વિષયની અને એણે એક વાર વાચી નાખેલી હતી

એક દિવસ સાજે બારલે પોતાના ખાટલા, પર પડયો પડયો વિચાર કરતો હતો એક પ્રશ્ન એને ઘણોજ ગુચવ્યા કરતો હતો પેલા ત્રણ રોપાઓ હજુ એની પાસેજ હતા રોજ એ પોતાના પીવાના પાણીમાથી થોડુ તેના મુળીઆની મટોડી પર છાટીને તેને હમેશ ભીનીને ભીનીજ રાખતો હતો એ રોપાઓને હવે સાચવી રાખવા કે કેમ ? આ જેલમા એને કાળુ ગુલાબ ઉગાડ-

વાનો લાગ મળે એવુ તો હતુ જ નહિ તો પછી એ કલમોને સાચવી રાખવાથી શું લાભ ?

એટલામા એણે એક અવાજ સાભળ્યો

"સીટ્, સીટ્, સીટ " જોયુ તો દરવાજાના જાળીઆ પાસે રોઝા આવીને ઉભી હતી

"કોણ ? રોઝા ?" મારશે એકદમ આનદના આવેગથી ઉઠીને ઉભો થઇ ગયો જાળીઆ પાસે આવ્યો, ને બોલ્યો– "રોઝા, ઘણે દિવસે દેખાઇ !"

"આજેજ બાપુજી પાસેથી જાણ્યુ કે તમને અહી પૂરવામા આવ્યા છે " રોઝા બોલી

"ત્યારે અત્યાર સુધી તને ખબરજ ન હતી ?"

'નહિજ તમને કોર્ટમા લઇ ગયા ને જન્મ કેદની શિક્ષા થઇ તેની મને ખબર પડી હતી પણ તમને કઇ કોટડીમા પૂર્યા છે તે વિષે મે બાપુજીને ત્રણ ચાર વાર પૂછ્યુ પણ તેમણે જવાબજ આપ્યો નહિ .."

'પછી ?"

" આજે વાતમાને વાતમાજ એમનાથી બોલી દેવાયુ " રોઝા બોલી —" ભાગેલા હાડકાવાળો હાથ આજે એમણે ઉચો કરીને હલાવી જોયો તે બહુ જ સુધરી ગયેલો લાગ્યો એ હાથે એમણે ફાનસ પણ ઉચકી જોયુ "

"તે બરાબર ઉચકી શકાયુ કે ?"

"હા બરાબ્બર પછી જ્યારે આસિસ્ટટ જેલર આવ્યો ત્યારે તેની આગળ તમારા વખાણ કરતા એનાથી

આ કોટડીનો નંબર બોલાઇ ગયો તે મે સાંભળી લીધો"
રોઝા આનંદથી ઉભરાતી હોય તેમ બોલી

"રોઝા ! તું બહુ ચાલાક છોકરી છે" બારલેએ કહ્યું

રોઝાએ શરમાઇ નીચું જોયું

"રોઝા ! તું મારૂં એક કામ નહિ કરે?" બારલેએ પૂછ્યું

"એક કામ? શા માટે એકજ?" રોઝા તરતજ બોલી ઉઠી "ડાકટર સાહેબ, તમને ખબર નથી કે હું અત્યારે તમને કંઇ જોઇતું કરતું હોય તો તે પૂછવાજ આવી હતી"

"એવી રીતે તું બધાયે કેદીને પૂછે છે?"

"નાઆઆઆ ના"

"ત્યારે મનેજ શા માટે?"

રોઝાને આ પ્રશ્નનો શો ઉત્તર આપવો, તે એકાએક સૂઝ્યું નહિ એણે હસીને નીચું જોયું પણ પછી તરતજ ઉત્તર ખોળીને કહ્યું –"તમે મારા બાપુજીનો હાથ સારો કરી આપ્યોને?

"તેમાં શું થયું?"

"ગમે તેમ પણ તમે કહો તો ખરા કે તમને શું જોઇએ છે." રોઝા બોલી

"રોઝા, તે હારલેમની હોર્ટીકલ્ચર સોસાયટીનું નામ સાંભળ્યું છે?"

"હા, સાભળ્યુ છે, ને તેને વિષે છાપામા થોડુ ક વાચ્યુ પણ છે. પણ તમને શુ જોઇએ છે તે તો કહો"

"હુ તેજ કહુ છુ તને ખબર છે કે એ સોસાયટીએ એક મોટુ ઇનામ બહાર પાડયુ છે ?"

"હા ત્રણ લાખ ગીલ્ડરનુ કાળુ ગુલાબ ઉગાડનારને તે મળવાનુ છે, ખરૂ ને ?"

"હા રોઝા, એ ઇનામ તને જોઇએ છે ?"

"મને ?" રોઝાની આખો આશ્ચર્ય અને આનન્દથી ઝળકી ઉઠી

"હા, તને' બારલેએ પોતાના ખાટલાની નીચેથી ત્રણે રોપા કાઢી લાવી રોઝાને બતાવતા કહ્યુ –"જો રોઝા, આ ત્રણ રોપાઓ છે તેને કાળી માટીમા દાટવાથી કાળુ ગુલાબ ઉગે એમ છે" એમ કહી બારલેએ એ ત્રણે રોપાનો ઇતિહાસ શરૂઆતથી માડી સભળાવ્યો અને પોતે કેવી ચોરી છૂપીથી તેને જેલમા લઇ આવ્યો હતો તે પણ કહ્યુ હવે એ રોપાઓ ઉપર શુ શુ વિધિ કરવાનો બાકી છે તે પણ સમજાવ્યુ

"કાગળની રાખના મિશ્રણવાળી કાળી માટોડી જોઇએ" તેણે કહ્યુ

"કાળી માટોડી નો ' રોઝા પોતાની સ્મરણશક્તિને તાણતી વિચાર કરતી બોલી–"અહીં પાસેજ જેલની બહાર એક ખાડો છે, તેમાથી મળી શકશે ખરી ને કાગળની રાખ મેળવવામા તો કશી મુશ્કેલી નહિ પડે મારી પાસે કેટલીક

જૂની ને નકામી ચોપડીઓ છે તે બાળી નાખીશ, એટલે ચાલશે "

"થોડુક ગ્લીસરીન પણ જોઇશે "

"તે હેગના બજારમાથી લાવવુ પડે ખરૂ " રોઝા વિચાર કરીને બોલી—"કેટલુક જોઇશે ?"

"દોઢ—બે રતલ "

"એટલુ ગ્લીસરીન લાવવા જેટલા પૈસા તો મારી પાસે છે "

"બસ તો પછી બીજુ કાંઈ ન જોઇએ " બારલેએ જાળીયાના એક ખાનામાથી રોપાઓનુ બડલ ખેચતા કહ્યુ—"રોઝા, લે આ ત્રણે રોપાઓ તુ તારી પાસે રાખ એને રોપતા પહેલા મટોડીને ગ્લીસરાઇન પાઇને તૈયાર કરવી પડશે એટલો વખત આ રોપાને બહુજ સભાળથી ગુપ્ત રીતે જાળવીને રાખવાના છે ગુપ્ત રાખવાનુ કારણુ એટલુજ કે જો કોઇને એમ ખબર પડી જાય કે એમાથી કાળુ ગુલાબ ઉગે એમ છે, તો તે માણુસની દાનત બગડે અને તે એને ચોરી જવાનો પ્રયત્ન પણુ કરે કારણુકે એમાથી ત્રણુ લાખ ગીલ્ડર ઉત્પન્ન થાય એમ છે ત્રણુ લાખ ગીલ્ડર ! કઇ નાનીસૂની રકમ છે ?"

" નહિજ વળી " રોઝા તે બડલ લેતા બોલી—"એ ઇનામ મેળવવામા હુ તમને જોઇએ તેટલી મદદ કરીશ. તમે કહેશો તે પ્રમાણે મટોડી તૈયાર કરીને રોપાઓ વાવીશ અને તમે સૂચવશો તે પ્રમાણે તેની સભાળ લઇશ અને

ઉછેરીશ એ બધું યે કામ ગુપ્ત રીતે થવું જોઇએ, ખરૂં ને ?”

“ હાસ્તો ” બારલેએ કહ્યું —“ ખાસ કરીને જ્યારે કાળા ગુલાબની કળી બેસે ત્યાર તો એનું જતન બહુજ સંભાળથી કરવું પડશે એના ઉપર કોઇ પણ ત્રીજા માણસની નજર પડવી જોઇએ નહિ ”

“ મારા ઓરડાની અંદર એક ઝરૂખા બારી છે ત્યાં આગળ કુંડું મૂકીશ અને કોઇને અંદર જવા દઇશ નહિ ” ઉપાય જડયાના આનંદથી રોઝાએ કહ્યું

“ જ્યારે કાળું ગુલાબ પૂરેપૂરૂં ખીલે ત્યારે હારલેમ સોસાઇટીના પ્રમુખને એક કાગળ લખીને ખબર આપવી પડશે કે તમે માગ્યા પ્રમાણેનું કાળું ગુલાબ અમે ઉગાડયું છે તે અહીં આવીને જોઇ જાઓ તે જોવા આવશે, પછી એ ગુલાબનો રંગ ખરેખરો કાળો છે અને તે બનાવટી કે ચોપડેલો રંગ નથી પણ સાચો કુદરતી રંગ છે એવું આપણે તેમની સોસાયટીના સભ્યોની આગળ પુરવાર કરી આપવું પડશે એટલુંજ નહિ પણ એ છોડ-વાની કાપેલી કલમમાંથી ભવિષ્યમાં જોઇએ એટલા કાળા ગુલાબ ઉગાડી શકાશે એવી તેમની ખાત્રી કરી આપવી પડશે. રોઝા એ બધું તારે એકલીએજ કરવું પડશે ”

“ હું...તે ..કરી શકીશ ” કાર્યની ગંભીરતા અને પોતાની શક્તિની તુલના કરીને નિશ્ચય કરતી રોઝા ધીમે ધીમે બોલી “ તમારી સૂચના પ્રમાણે હું બધું કરીશ અને જો પ્રભુ કૃપાથી તે બધું સફળ થયું તો...”

" સફળ થશેજ—સફળ થશેજ " બારલે એકદમ બોલી ઉઠયો —રોઝા, મને તો એ વિષે સપૂર્ણ ખાત્રીજ છે આ રોપામાથી કાળુ ગુલાબ ઉગશેજ આપણે ત્રણે રોપાને એક પછી એક વાવીશુ,–કે જેથી એકાદ નિષ્ફળ જાય, તો બીજાને જુદી રીતે વાવી શકાય પણ મને તો ખાત્રીજ છે કે આમાથી એકે કલમ નકામી જવાની નથી ચાર મહીના પછી જરૂર એક સુદર, કાળુ, કોયલની પાખ જેવા રગનુ ગુલાબ ઉગશે અને તેનાથી હારલેમ સોસાયટીનુ ઇનામ મળશેજ રોઝા, એ ઇનામ હુ તને આપુ છુ-એના પર તારો હક–જોઇએ તો લખી આપુ "

" ના મારાથી એ કેમ લેવાય ? હુ તો તમારા વતી તમે કહેશો તે પ્રમાણે કામ કરીશ ને ઇનામ મળશે તે તમનેજ આપીશ

" મને ? રોઝા, મારે આ કાળી કોટડીમા પૈસાનુ શુ કામ છે ' રોઝા તુ નથી જાણતી ? કે મને તો જીવન–કેદની શિક્ષા મળી છે ? મને ત્રણ લાખ ગીલ્ડર મળે તેનો શુ અર્થ ? એ તો સરકાર જપ્ત કરી લેશે રોઝા, જરા પણ સકોચ વગર તુ એ દ્રવ્ય સ્વીકારી લેજે જા, હુ તને એ પૈસા તારા લગ્નની ભેટ તરીકે આપુ છુ થોડા વખત પછી તુ પરણશે તો ખરીજને ? .. "એમ કહી બારલેએ હસતા હસતા રોઝાના મુખ તરફ બારીકાઇથી જોયુ

સૂર્યાસ્ત થઇ ગયો હતો પરંતુ પાછળ ભટકતા રહી ગયેલા અરૂણના પ્રકાશમાં ગેઝાનો ચહેરો સ્પષ્ટ જોઇ શકાતો હતો બાર્કલેનો દૃષ્ટિપાત ન ઝીલાયાથી ગેઝાએ નેત્રો નીચા ઢાળી દીધા અને કહ્યું—

"કોણ જાણે ! હું તો **પરણું, કે નયે પરણું."**



## પ્રકરણ ૧૦ મું.

### હૃદયનાં રૂપાન્તર.

આયઝ્ક્સ ડોસાને રોજ સાંજે થોડો ઘણો દારુ પીવાની ટેવ હતી ઘણીવાર તો દારુ પીને એ ખાટલામાં પડતો તે છેક સવારેજ ઉઠતો

આયઝ્ક્સની સ્ત્રી મેરી ગુજરી ગયાને આજે દશેક વર્ષ થયા હશે તે વખતે રોઝા અગીઆર-બાર વર્ષની હતી, આયઝ્ક્સ થોડા વખઃ પછી બીજી સ્ત્રી પરણ્યો, પરંતુ દુર્ભાગ્યવશાત્ તે પણ ત્રણ ચાર વર્ષ પછી મરણ પામી ત્યાર પછી રોઝા પોતાના બાપનીજ દેખરેખ અને સંભાળ હેઠળ ઉછરી હતી એ ત્રણીજ બુદ્ધિશાળી અને હુશિયાર હતી કોઇપણ વાત કે કામ એકવાર એના સાંભળવામાં કે જોવામાં આવે, એટલે તે એને યાદજ રહી જાય એની નિશાળમાં એ પહેલો નંબર રાખતી ચિત્રકળા અને ગુંથણકળાના એને અનેક ઇનામો મળ્યા હતા છેલ્લા

ત્રણ ચાર વર્ષથી એણે અભ્યાસ છોડી દીધો હતો અને ઘરનો બધો કારભાર પોતાને માથે ઉપાડી લીધો હતો એ પોતાના બાપને રાંધી જમાડતી અને બાકીના વખતમા સીવવા-ભરવાનુ કામ કરતી, અથવા પુસ્તકો વાચતી એણે હજુ લગ્ન સબધી કશોજ વિચાર કર્યો નહતો

ન્યૂટન જેલમા વખતોવખત આસિસ્ટ૦ જેલરની બદલી થતી છેલ્લા બે વર્ષમા ચાર જણા એ જગા પર આવી ગયા એ ચારે જણાયે એક પછી એક પોતાની દ્રષ્ટિ રોઝા ઉપર ઠેરવી હતી અને એને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યો હતો પરતુ રોઝાનુ તેમના તરફ બીલકુલ ધ્યાનજ ન હતુ એ ચાર જણામાથી બેને તો જેલની વસ્તુઓ ઉચાપત કરવા માટે બરતરફ કરવામા આવ્યા હતા એક મરી ગયો અને બીજો પરદેશ ચાલ્યો ગયો હાલનો આસિસ્ટટ રોઝાનુ હૃદય જીતવાને ફાફા મારી રહ્યો હતો પરતુ તેનુ કશુ વળ્યુ ન હતુ રોઝાના કેટલાક સ્કૂલ મિત્રો અને જેલના કેટલાક યુવાન વિઝિટરો, જેઓ એને જોતાવારજ મોહમા પડતા હતા તેમના પ્રત્યે પણ એ એવીજ બેદરકાર હતી એમ થવાનુ કારણ પણ હતુ બાપના ઘરમા રોઝાને બધી વાતનુ સુખ હતુ આયફ્સનો સ્વભાવ જો કે ઘણોજ વિચિત્ર અને ધૂની હતો છતા તે રોઝાને કદિ એક કડવો શબ્દ કહેતો નહિ એકની એક દીકરી પર તેનો ઘણોજ પ્યાર હતો અને તેનુ મન દુભાય એવુ કામ કરતો નહિ કોઈ વાર રોઝા વિચારમા કે

ઉદાસ થઇને બેઠી હોય ત્યારે એ જરૂર તેની પાસે જઇ હેતથી માથે હાથ ફેરવી તેના શોકનુ કારણુ પૂછતો અને દીકરીની ઉદાસીનતા દૂર કરવા પ્રયત્ન કરતો આથી ઘણી વાર રોઝાને એમજ લાગતુ કે આ જીવન કાંઇ ખોટુ નથી, લગ્ન કરવાની શી જરૂર છે? વળી પોતે લગ્ન કરીને પતિને ઘેર જાય એટલે વૃદ્ધ પિતાને જમવા વગેરેની અડચણ પડે એમ હતુ તે કારણુથી પણુ રોઝાએ, 'કઇ નહિ તો પિતાના મૃત્યુ પર્યન્ત તો લગ્ન નજ કરવુ' એવો નિશ્ચય કરી રાખ્યો હતો

પરતુ જે દિવસે વાન બારલેગ્ન ન્યૂટન જેલમા પ્રવેશ કર્યો, અને જે દિવસે એણે આપણુ ડોસાના હાથનુ ભાગેલુ હાડકુ બેસાડયુ ત્યારથી રોઝાનો ઉપર્યુક્ત નિશ્ચય ડગમ ગવા લાગ્યો હતો બારલને પહેલવહેલો એણે કાળી કોટ-ડીની પત્થરીઆ નીસરણી ચઢતો જોયો ત્યારેજ એના હૃદયનુ—કઇક ન સમજાય એવુ—આકર્ષણુ થયુ હતુ, એના હૃદયમા બારલેને માટે કુદરતી રીતેજ, કોઇ દિવસ અનુ-ભવેલી નહિ એવી, લાગણીના અકુરો ફુટયા હતા આના જેવો યુવાન, આના જેવો રૂપાળો, આના જેટલો નિર્દોષ દેખાતો કેદી કોઇ દિવસ ન્યૂટન જેલમા આવ્યો ન હતો અહા! શુ એના મુખ પરનુ તેજ! કેવો પ્રભાવશાળી ચહેરો! કેવુ નિર્દોષ, આછુ આછુ કુદરતી સ્મિત એના હોઠ ઉપર ફરકી રહ્યું હતુ! આની સામે કોઇ પણુ અપરાધ પુરવાર થઇ શકેજ કેમ? કોણુ જાણે કેવી રીતે—અને

શુ વિચાર કરીને મેજીસ્ટ્રેટે એને શિક્ષા ફરમાવી હશે ? જ્યારે બારસેને ખરેખર કોટડીમા પૂરાતો જોયો ત્યારે રોઝાને અતરમા ઘણુજ દુ ખ થયુ

તેજ રાત્રે આયફસ ડોસાનો હાથ ભાગ્યો, અને બારસેએ તેને પાટો બાધ્યો

પછી શુ બન્યુ ? તે વાચનાર જાણે છે

અહા ! જે વખતે રોઝાએ જાતે થઇને " ઉપકારને બદલે ઉપકાર " કરી આપવા ખાતર બારસેને નાસી છુટવાની તક આપી અને એવી રીતે ચોરીછૂપીથી નાસી જવાનો એણે ઇન્કાર કર્યો—રોઝાએ બે ત્રણવાર આગ્રહ કર્યો છતા એણે એ પાપ કરવાની ચોકખી ના પાડી, તે વખતે રોઝા એની પ્રતિભા અને નીતિમત્તાથી કેવી મહાત્ થઇ ! એને બારસેમા કઇક ઓરજ દૈવત દેખાયુ. બારસે માટે એને ભારે માનની લાગણી ઉત્પન્ન થઇ

એ ઘટના બની ગયા પછી બારસેનો મુકદ્દમો ચલાવવાને એ કોટડીમાથી એને કાઢીને કોર્ટમા લઈ ગયા બે દિવસ એનો કેસ ચાલ્યો અને એને જન્મ કેદની શિક્ષા થઇ એને બીજી કોટડીમા લઇ જઇને પૂરવામા આવ્યો

એ બધો વખત રોઝા વાન બારસેને જોવાને આતુર થઇ રહી હતી ચાર દિવસમા તો એના બાપને હાથે કેટલો બધો ફેર પડી ગયો હતો, એની વેદના દૂર થઇને કેટલો બધો આરામ મળ્યો હતો. એવા ચમત્કારિક ડાક્ટરને

ફરી જોવા-મળવાને એ ઉત્સુક હોય એમા શી નવાઇ ?
વળી વાત બારલે કોઇ રીતે અપરાધી કે દોષિત હોયજ
નહિ એવી કલ્પના એના હૃદયમા થયાજ કરતી હતી
અને એ નિર્દોષ છૂટી જશે-છૂટી જાય-એમ એનુ હૃદય
ઉંડી આશા રાખી રહ્યુ હતુ જ્યારે એને ખબર પડી
કે 'બારલેને અપરાધી ઠરાવીને જીવન-જેલની શિક્ષા કરવામા
આવી છે ત્યારે એને બહુ જ દુખ થયુ-એ સમાચારથી
જાણે એના હૃદયને તીક્ષ્ણ બાણ વાગ્યુ હોય એવી લાગણી
થઇ બારલેને ફરી મળવાની અને તેને આશ્વાસન આપ
વાની એને તે વખતે જેવી ઉત્કંઠા થઈ તેવી આગળ કદિ
થઇ ન હતી એને કઈ કોટડીમા પૂરવામા આવ્યો છે
તે જાણવાને એણે બે દિવસ સુધી ખૂબ ફાંફા માર્યા
આખરે અચાનક એને પત્તો મળ્યો અને આગળ જણાવ્યુ
તેમ, સાંજે બાપને ખવડાવી તે દારુના ઘેનમા પડ્યા
ત્યારે બારલેને મળવાને ચાલી આવી

× × × ×

તે દિવસે વખત ઘણો થઇ ગયો હોવાથી, અને
કોઇ ચોકીદાર કે પેલો આસિસ્ટંટ જેલર આવી પહોંચે
તો પોતાને આવે કવખતે કેદીની કોટડી આગળ
ઉભેલી જોઇને વહેમમા પડે અથવા અટકાવે અને એવા
ભયથી રોઝા ઝાઝો વખત થોભી નહિ એ બારલેને
આશ્વાસન આપવા આવી હતી પરંતુ અહીં આવ્યા પછી
વાત કંઇ ઓરજ નીકળી બારલેના મુખ પરના ભાવો,

એની નિર્દોષપણાની નિડરતા અને ઇશ્વર પરની અડગ શ્રદ્ધાના ચિન્હો જોતાજ રોઝાને ' આ મનુષ્યને આશ્વાસનની આવશ્યકતાજ નથી ' એમ લાગ્યુ અને એ પોતાના આગમનનો મૂળ ઉદ્દેશ ભૂલી ગઈ

' પરણુ કે નયે પરણુ–' એ ઉત્તરના પ્રત્યુત્તરમા બાર્ગલેએ ' કેમ ? ' પુછ્યુ પરંતુ તેનો એ મુગ્ધાએ કશોયે ઉત્તર ન આપ્યો બારલેએ ફરીથી એક બે વાર પૂછ્યુ, ત્યારે ' કોણ જાણે ? " એવો ઉત્તર આપી એ ચાલી ગઇ જતી વખત " બનશે તો કાલે હુ આજ વખતે આવીશ " એમ કહેતી ગઇ



## પ્રકરણ ૧૧ મું.

### અંતરના પડદા

પછીના ચોવીશ કલાક કોણ જાણે કયા વહી ગયા, કેવી રીતે વીત્યા તે બારલેને સમજાયુજ નહિ રાત્રે સ્વપ્નામા અને દિવસે કલ્પનામા એણે રોઝાને જ જોઇ

સાંજે સાડા ૭ વાગ્યા જેલના ઘટના ટકોરા થયા. ગઇ કાલે આ વખતે તો રોઝા ક્યારની આવેલી હતી. આજે કેમ મોડુ થયું ?

ધીમે ધીમે સૂર્યનો પ્રકાશ ઓછો થવા લાગ્યો. બારલેએ કોટડીના દરવાજા પાસે જઇ જાળીમાંમાથી નજર દોડાવી.

સીડીના પગથીયા કોઇ ચઢતુ નહતુ કોઇના પગલાંનો અવાજ સભળાતો ન હતો

એ નિરાશ થયો

ખુરશી પર જઇ બેઠો, અને વિચાર કરવા લાગ્યો એણે પોતાના અતરને સવાલ પૂછ્યો—"રોઝાને માટે હુ શા માટે આટલો બધો ફિકરું છુ ?" પણ કાઇ સતોષકારક ઉત્તર મળ્યો નહિ, આજ સુધીમા એ કદિ કોઇ સ્ત્રી–યુવતિ કે બાળા—ના સબધમા આવ્યોજ ન હતો એટલે સામાન્ય સ્ત્રી વર્ગ કરતા રોઝામા ખાસ વિશેષતા શી છે, તેનુ એ સ્પષ્ટ નિરાકરણ કરી શકયો નહિ છતા રોઝા પ્રત્યે એનુ દીલ ઘણુજ બળપૂર્વક ખેચાઇ રહ્યુ હતુ એમ એ જાણતો હતો

ધીમે ધીમે અંધકાર વધતો ગયો આકાશમા દિવસ ભર ઝખવાઇને પડી રહેલો શુક્લ પક્ષનો ચદ્રમા તેજસ્વી દેખાવા લાગ્યો તેની આસપાસનુ તારા મડળ પ્રગટ થયુ

બારલે પુન એક વાર જાળીયા પાસે ગયો, અને ડોકીયુ કર્યું હજુ કોઇ આવતુ દેખાયુ નહિ, કે સણ-સારો સભળાયો નહિ

"આજે આમ કેમ થયું હશે ?" તે વિચાર કરવા લાગ્યો—"કોઇને ખબર તો નહિ પડી ગઇ હોય ?'

તે આવીને ખાટલા પર બેઠો

"ખબર તો શુ પડે ? કદાચ એનો બાપ–આયફ્સ હજુ ઘેરમા નહિ પાડ્યો હોય .. મે એને એ રોપા આપી

નો દીધા, પણ—પણ એની પાસેથી કોઇ ચોરી કે લૂંટી લઇ જાય તો ? તેની સાથે મને શી નિસ્બત છે ? એ તો રોઝાને આપી દીધા જેવાજ છે ..મારે જીવન પર્યંત અહીં કારાગારમાજ રહેવાનુ છે, તો કાળું ગુલાબ ઉગાડવાથી કે ઇનામ મેળવવાથી મને શો લાભ છે ? "

થોડીવારે પોતાની કેદી-સ્થિતિનો વિચાર કરતા એ ઉચે દૃષ્ટિ કરી હાથ જોડી બોલ્યો "પ્રભુ, મને આ સ્થિતિ સહન કરવાનુ મનોબળ આપો "

એ આગળ વિચાર કરવા પોતાની બુદ્ધિ અને કલ્પનાને તાણવા જતો હતો એટલામાજ જાળીયાની બહાર ઝાખુ દીવાનુ અજવાળુ જણાયુ એ ઉઠીને ઉત્સુકતાથી પાસે આવ્યો જોયુ તો હાથમા નાનકડુ ફાનસ ઝાલીને સીડીને નીચેથી કોઇ પગથીયા ચઢી આવતુ હતું ફાનસનો પ્રકાશ એક તરફી હોવાથી, રાત્રિના અધકારમા વ્યક્તિનો ચહેરો વર્તાય એમ ન હતુ

બારલેનુ હૃદય જોરથી ધબકારા મારી રહ્યુ " એ રોઝાજ હોવી જોઇએ ! "

થોડીવારમા રોઝા આવી પહોચી એણે ફાનસ ઉચુ કર્યું એટલે બારલેએ એને ઓળખી

" ઓહ ! રોઝા ! આખરે તુ આવી ખરી ! " એના મુખમાથી શબ્દો નીકળી પડ્યા

" મને જરા મોડું થયું " રોઝા, જાણે પોતાથી

અપરાધ થયો હોય, ને તેને માટે ક્ષમા માગતી હોય એવા સાદ(Tone)થી બોલી

"રોઝા, કેટલો બધો વખત થયા, કેટલી બધી ઉત્સુકતાથી હુ તારી વાટ જોઇ રહ્યો છુ!" બારલે, જાણે પોતાને અન્યાય થયો હોય તેવા સાદે બોલ્યો

"આપને બહુ રાહ જોવડાવી તે માટે મને માફ કરશો એમા મારો વાક નથી આજે જમ્યા પછી બાપુજીએ મને બાઇબલ વાચવા બેસાડી હતી" રોઝા 'મારો' શબ્દ પર ભાર મૂકી કારણ સમજાવતા બોલી બાઇબલનુ પવિત્ર નામ સાભળીને બારલેના મુખ પરના ભાવો એકદમ બદલાઇ ગયા તે બોલ્યો "રોઝા, કઇ ફીકર નહિ મને મળવા કરતા તો બાઇબલનુ વાચન વધારેજ અગત્યનુ છે. તે સારૂ જ કર્યુ અરે, પણ આ તારા હાથમા શુ છે?" રોઝાના હાથમા ભાગેલા માટલાની ઠીબ જેવુ કઇક જોઇને એણે પૂછ્યુ

રોઝાએ તે ઠીબ દરવાજાના જાળીયામાથી કોટડીમા દાખલ કરવાનો પ્રયત્ન કરતા કહ્યુ—"એ તો માટીની ઠીબ છે એ તમારે માટે છે"

"મારે માટે?"

"હા આ એક રોપો તમે ઉગાડજો હુ તમને જોઇતી બધી વસ્તુઓ લાવી આપ્યા કરીશ"

બારલેએ આ વિષે-પોતાની કોટડીમા બેઠાબેઠા કાળુ ગુલાબ ઉગાડવાની શકયતા વિષે-કદિ વિચાર જ કર્યો ન

હતો એ વિષે એને કદિ ખ્યાલ સરખોયે આવ્યો નહતો એટલે જ્યારે રોઝાએ ઉપરના શબ્દો ઉચ્ચાર્યા ત્યારે એના મગજમા એ સૂચન વિષે એકદમ વિચારો અને કલ્પનાઓ ઉભરાવા લાગ્યા એના જીવન-આકાશમા જાણે એક નવોજ સૂર્ય ઉદય પામતો હોય એમ એને લાગ્યુ દિવસના બાર કલાક અને રાતના ચાર પાચ કલાકમાથી રોઝાના સમાગમનો સમય બાદ કરતા કેટલા બધા કલાક એને શુષ્ક, નિષ્ફળ વિચારો અને ગમગીનીમા પસાર કરવા પડતા હતા ? એ બધો વખત એને આ કોટડીનો નિ શબ્દ એકાતના કેટલી બધી કટાળાભરેલી લાગતી હતી 'કાળુ ગુલાબ' એની પાસે-અરે, એના હાથ તળેજ ઉગે ! અહા ! એના કરતા વધારે સુખદ બીજુ શુ હોઇ શકે ? બારલેની પાસેજ, એની જોડાજાડ કાળા ગુલાબનો છોડ-એટલે એને મન તો જાણે જીવતા મનુષ્યની વસ્તી આખો દિવસ એ કાળા ગુલાબના રોપા તરફ જોયા કરે, તેના પાદડા, કુ પળો કેવી રીતે ખીલે છે તે નિહાળે, કોઇ કોઇ વાર તેને પપાળે, તડકેથી શીળે મૂકે, શીળેથી તડક મૂકે, પવન ખવડાવે, પોતાના કુજામાથી પાણી પાય, માટી સ કોરે અને એવુ એવુ બીજુ ઘણુ યે નાનુ મોટુ કામ કરે-કામ ન હોય તોયે કહાડે, અને એવી રીતે ઉનાળાનો લાબો દિવસ પૂરો કરે, કાળા ગુલાબને લગતુ કામ બારલેને મન કેટલુ બધુ રમણીય, આલ્હાદક અને મનોરજક હતુ !

દરવાજાના જાળીયા કરતા ઠીબની ઉચાઇ કઇક

વિશેષ હતી એટલે તે અંદરથી આરપાર જઇ શકી નહિ. તરતજ રોઝાએ ડીબનો કેટલોક ભાગ જમીન પરના પત્થરો ઉપર ઘસીને ભાગી નાખ્યો એટલે ડીબ જાળીયાની અંદર થઇને સહીસલામત બારલેના હાથમા આવી તે લેતા લેતા એ હરખાતો હરખાતો બોલ્યો—

"રોઝા, આ સુચના માટે હુ તારો શો ઉપકાર માનુ ? તારી આ સુચનાથી ઉદ્‌ભવેલા મારા આનંદનુ વર્ણન કરવાને પણ મારી પાસે શબ્દો નથી રોઝા, મારા બાર બાર મહિનાના પરિશ્રમના પરિપાક સ્વરૂપ કાળુ ગુલાબના રોપાને અહીં–આ કારાગારની કાળી કોટડીમા–મારી નજર હેઠળ ઉગતો, ખીલતો ને પ્રફુલિત થતો જોવાનુ સદ્‌ભાગ્ય, તુ, ઓ રોઝા, તુ જ–એકાદ સ્વર્ગીય ફિરસ્તા પેઠે મને અર્પી રહી છે જો કે મને ઝાઝી આશા નથી, કે મારો છોડ બરાબર ઉગશે અને તેના ઉપર ફુલ આવશે કારણ કે સવારના આઠથી સાડા નવ વચ્ચેના દોઢ કલાક સિવાય આખા દિવસમા એક મિનિટ પણ સૂર્યનો તડકો આ કોટડીમા પ્રવેશ કરવા પામતો નથી તો પછી મારા છોડ પર ગુલાબનુ ફુલ કેવી રીતે ઉગશે ? અને કેવી રીતે ખીલશે ? મને તો આશા પડતી નથી છતા મને તારી સુચના બહુજ મીઠી અને આવકાર લાયક લાગે છે; રોઝા, કાળા ગુલાબના રોપાના સહવાસથી મારૂ જેલ જીવન મને અત્યંત રસિક લાગશે, તેની કડુતા હુ મોટે ભાગે વિસરી જઇશ, એમા કઈ શક નથી "

ફ્રોકના ગજવામાંથી મટોડીનુ એક પડીકુ કાઢી, જાળીયામાંથી આપતા રોઝા બોલી–"હુ તો પ્રથમથી જાણુતી જ હતી કે આ કામ જાતે કરવામા તમને વધારેજ આનદ પડશે એટલુજ નહિ પણ તમારૂ ફુલ મારા કરતાયે સારૂ ઉગશે એમ હુ તો ધારૂ છુ"

એમ કહેતા રોઝાએ મટોડીનુ પડીકુ બારલેને આપી દીધુ અને તે બારીકાઇથી મટોડીની પરીક્ષા કરી શકે એટલા ખાતર એણે ફાનસનો દીવો વધારીને જાળીયામાંથી એ પડીકા ઉપર પ્રકાશ પાડયો બારલે મટોડી જોતા જોતા બોલ્યો—

"રોઝા, મારૂ ફુલ તારા કરતા સારૂ તો—ઉગે, કે નયે ઉગે, પણ પણ.." બારલે કઇક શબ્દ બોલવા જતા અચકાતો હોય એમ લાગ્યા પરતુ તરતજ હિમત લાવી એણે તે શબ્દ બોલી નાખ્યો–"પણ–'વહાલી' રોઝા! માફ કરજે આ શબ્દનો ઉપયોગ–તુ મારૂ હૃદય અત્યત સચોટ રીતે પારખી ગઇ છે એમા કાઇ શક નથી"

એ નવા શબ્દ–પ્રયોગે રોઝાના ગુલાબી ગાલ પર શરમના શેરડા પાડયા એણે નચુ જોયુ બારલેએ માગેલી 'માફી'ના જવાબમા એણે નીચુ જોઇ રહીને કકડે કકડે અચકાતા અચકાતા કહ્યુ—

"એ શબ્દનો. ઉપયોગ કરવાનો અધિકાર તો...તમને ક્યારનોયે મળી ચૂક્યો ..છે."

આ ખુલ્લા હૃદયની સ્પષ્ટ કબુલાત જાણે માની

શકાતી ન હોય તેવે સાદે મારલએ પૂછ્યું

"ખરેખર, રોઝા ?"

"ખરેખર" નીચા વળેલા મુખકમળમાંથી ઉત્તરનો મંદ ધ્વનિ નીકળ્યો

"ગાંડી !" બારન હસીને બોલ્યો

"કેમ ?" રોઝાએ ચમકીને ઉંચુ જોઇ પૂછ્યું

"જીવન પર્યંત જેલ ભોગવવાની રજા પામેલા માનવીની સાથ પ્રેમ કરીને તું શો લાભ મેળવશે ?" બારલેએ અત્યંત ગંભીરતાથી કહ્યું

રોઝા પણ તેવાજ ગાંભીર્યથી બોલી– "શું દુનિયાના બધા પ્રેમ લાભને ખાતરજ થાય છે ?

"એમ તો કેમજ કહેવાય ? સાચો પ્રેમ તો કુદરતીજ હોય" મારલેએ ઉત્તર આપ્યો

"ત્યારે—વહાલા મારલ, તમાના ઉપર મારા અંતરમાં સાચો, કુદરતી પ્રેમજ ઉત્પન્ન થયો છે" રોઝા બોલી - "અને ગઇ કાલ તમે પૂછેલા પ્રશ્નનો ઉત્તર પણ એજ છે"

"પણ રોઝા, હું તો કેદી છું જીવનભરનો કેદી છું એ વાત તું કેમ ભૂલી જાય છે ?"

"હું ભૂલતી નથી" રોઝા બોલી—"છતાં પ્રિય બારલે, તમારા પ્રત્યેનો મારો પ્રેમ ઓછો થતો નથી મારા હૃદયનું તમારા પ્રત્યેનું આકર્ષણ ઘટતું નથી "

રોઝા કંઇક બોલવા જતી જતી અટકી ગઇ હોય એમ એનું મ્હોં અર્ધ વિકસિત રહી ગયું એણે બોલેલા

છેલ્લા શબ્દના ઉચ્ચાર પરથીજ બારલે તેસમજી ગયો. અને બોલ્યો

"કેમ અટકી ગઇ? રોઝા!"

એ પળવાર વિચારમા રહી બોલી

'વહાલા બારલે, શું તમે હમેશા જેલમાજ રહેશો?"

"રોઝા, અત્યારની પરિસ્થિતિ ઉપરથી તો એમજ લાગે છે"

"મારૂ હૃદય એમ માનતુ નથી" રોઝા છાતી પર હાથ મૂકી ધીમે ધીમે બોલી—"મને એમ કંપના થયાજ કરે છે કે તમે નિર્દોષ છો, અને સમય જતા જેલમુક્ત થશોજ"

"રોઝા, એ બનવુ મુશ્કેલ છે નિર્દોષ? હા! પ્રભુ જાણે છે—મે કદિ રાજખટપટમા ચચુપાત સરખોયે કર્યો હોય તો! રોઝા, મારા જેવો નિર્દોષ હોવા છતા મારા જેટલી શિક્ષા પામેલો ભાગ્યેજ બીજો કોઈ કેદી આ જેલમા આવ્યો હશે છતા મારી પાસે મારી નિર્દોષતા સાબીત કરવાને કશા સાધન નથી ને તેથીજ મને અપરાધી ઠરાવીને શિક્ષા કરવામા આવી છે મેં કોર્ટમા પ્રતિજ્ઞાપૂર્વક કહ્યુ, કે એ કાગળો કેવા છે અને શા વિષયના છે તે પણ મને ખબર નથી, મે એ વિષે જોઇએ તેવા સોગન લેવાની તત્પરતા દર્શાવી, છતા પૂરાવાને અભાવે મારૂ બોલેલુ સાચુ માનવાની જજે સાફ ના પાડી."

તે દિવસે પછી ઝાઝી વાતચિત થઈ શકી નહિ.

રોઝાએ મરોડાની પરીક્ષા કરવાનુ બારસેને કહ્યુ તેણે ફ્રાનસના પ્રકાશમા મરોડીનુ બારીકાઇથી નિરીક્ષણ કર્યું અને સતોષ જાહેર કર્યો

"ત્યારે હ રોજ થોડી થોડી આમાની મરોડી તમને લાવી આપીશ" એમ કહીને રોઝાએ જવાની રજા માગી

જાળીયાની ઘણેજ પાસે આવીને બારસે ગળગળો થતો બોલ્યો -"રોઝા, રોઝા, ફરી પાછી ક્યારે આવીશ?"

"કાલે, આજ વખતે' એમ કહેતા રોઝાએ જાળી-યાની અંદર પોતાનો હાથ મરડ્યો બારસેએ એ હાથ પર બહુજ આછુ, કોમળ ચુબન કર્યું રોઝાએ તેવીજ કોમ ળતાથી હળવે રહીને હાથ ખેચી લીધો અને—

આવી રીતે પોતાના નૂતન પ્રેમ વિનિમયનો 'સોદો સટ્ટો કરીને એ નવ-પ્રણયીઓ હર્ષ-શોકની અનેક ન સમજાય એવી લાગણીઓ અનુભવતા વિખુટા પડ્યા.

—(૦)—

## પ્રકરણ ૧૨ મું.

### ઠીબના કકડા.

બીજે દિવસે રોઝા વેળાસર આવી પરન્તુ આજે એનાથી વધારે સમય થોભાય એમ ન હતુ એને પિતાની સાથે એક સ્નેહીને ત્યા મિજલસમા જવાનુ હતુ બાર-સેના મેળાપની મીઠી ઘડીએ ગુમાવવાનુ રોઝાને ગમતુ

ન હતુ એણે આયફ્રસને એકલા જવા, અને પોતાને ઘેર મૂકી જવા ઘણુ સમજાવ્યુ હતુ પણ જીદ્દી આયફ્રસે મિજલસના ખુબ વખાણ કરી કરીને દીકરીને સાથે આવવા ઘણોજ આગ્રહ કર્યો હતો તેથી રોઝા આખરે નછૂટકે તૈયાર થઇ હતી અને આયફ્રસ કઇક બીજા કામમા રોકાયલો હોવાથી એ છાનામાના પાચ મિનિટ માટે અહીં દોડી આવી હતી

"લ્યો, આ પડીકુ" એ જાળીયામાથી મટોડીનુ પડીકુ આપતા બોલી "આજે તો મારાથી થોભાય એમ નથી મારે બાપુજીની સાથે એક સ્નેહીને ત્યા મિજલસમા જવાનુ છે–ગયા વગર છૂટકો નથી"

"હે ? ખરેખર ?" બાર્લે ચમકીને બોલ્યો

"હા"

"રોઝા, તુ શું બોલે છે ? આજના કલાક હુ કેવી રીતે વીતાડીશ ?" તે દુ ખ પામતો બોલ્યો

"વહાલા બાર્લે, મને પણ તમારા જેટલુજ દુ ખ થાય છે, પણ શુ કરૂ ? ગયા વગર ચાલે એમ નથી" રોઝા નિરૂપાયપણાની નિરાશાથી બોલી

બાર્લેએ પડીકુ લીધુ એ પડીકાને તેમજ રોઝાએ લબાવેલા સુકોમળ હાથને પ્રણયોર્મિથી મુદ્રિત કરીને એ બોલ્યો–" જા, રોઝા. પણ કાલે વહેલી આવજે "

" આવીશ "

એમ બોલી રોઝા હરણીને વેગે ત્યાંથી ચાલી ગઈ—દોડી ગઇ

વળી આઠ પહોર વહી ગયા

અન્ધકાર થયો એટલે રોઝા એનુ નાનકડુ ફાનસ લઈને આવી પહોંચી વિચારશીલ દશામા ખાટલા પર પડી રહેલા બારસેને એણે હળીકાળીથી જાગૃત કરી જાળીઆ પાસે બોલાવ્યો

"રોઝા, આટલા દિવસમા હુ એક વાત પૂછવાની તો ભૂલીજ ગયો.'

"શુ ?'

"તારા બાપુજીને હાથે કેમ છે ?"

"બહુજ સારુ છે કાલે રાત્રે મિજલસમા એજ હાથે એમણે ઘણુ કામ કર્યુ હતુ અને બધા મેમાનો આગળ તમારા પુષ્કળ વખાણ કર્યા હતા '

'એમ કે ?' બારસે આનંદિત થતો બોલ્યો—"રોઝા, તારા પિતાને આટલો જલદી આરામ થશે એમ મને પણ ખ્યાલ નહતો વારુ પણ તુ ગ્લીસરીન લાવી કે ?"

પોતાના ગજવામાથી એક શીશી કાઢીને બારસેને આપતા રોઝા બોલી— 'લો આ રહ્યુ '

"હે ! લાવીજ ખરી ? શાબાશ !" એમ કહી બારસેએ શીશી લીધી બુચ ઉઘાડી માહેની વસ્તુ સૂઘી જોઈ

દરમ્યાન રોઝાએ મટોડીનું પડીકું જાળીયામાં દાખલ કરી બારવેને તે લઇ લેવા સૂચના કરી

એ પ્રમાણે બીજા બે ત્રણ દિવસમાં બારલેની કીબ મટોડીથી ઝળાંઝળ બગાઇ ગઇ એણે ગ્લીસરીનની આખી શીશી તેમાં ઠાલવીને તથા પાણી છાંટીને તરબોળ કરી મૂકી રોઝાને પણ તેજ પ્રમાણે કરવાનું કહ્યું .

એક દિવસ મારી આબોહવા-અનુકૂળ વાતાવરણ-જોઇને મને જણાયું એકેક રોપો પોતપોતાના કુંડામાં કાટયો ત્રીજો રોપો રોઝાએ માચવીને એક કડીઆમાં ગોઠવીને પોતાની ઓરડીમાં એક સુરક્ષિત જગાએ મૂકયો હજુ પે તે એના મૂળ જૂના કાગળમાંજ લપેટાયલો હતો રોઝા વખતોવખત તેના જાળીયાની મટોડી પર પાણી છાંટ્યા કરતી હતી

× × ×

એક દિવસ અચાનક આયકમ ડોસો બારવેની કોટડીમાં એની મુલાકાત લેવા આવી પહોંચ્યો

'કેમ અશ્યા ડાકટર, શું વિચાર કરી રહ્યા છો?"
તેણે દાખલ થતાંજ પૂછ્યું

"કંઇ નહિ તમારે હાથે કેમ છે?"

"બહુ ખરાબ, બહુ ખરાબ," ડોસો કપાળે કરચલીઓ પાડી બોલ્યો

"કેમ? શું થયું?"

'થાય શું? સાળો બહુ વહેલો સારો થઇ ગયો મેં તો રીપોર્ટ કર્યો, પણ સરકારી ડાક્ટર જોવા

આવ્યો ત્યારે તો કંઈ ન મળે મને ત્રણ મહિનાની ચાલુ પગારે રજા મળને, તે ગઈ!"

ડોસાની સ્વાર્થવૃત્તિ જોઇને બારશેને અંદરથી હસવુ આવ્યુ, પણ તેણે ખાળી રાખ્યુ એટલામા એની નજર ખાટલાની નીચે મૂકેલી ટીપ પર પડી આયકૂમ રખેને તે જોઇ લે, અને મ્હાય ડખલ કરે, એવા ભયથી તેને પગ વતી અંદર હડસેલી –

કે તરતજ ડોસાનુ ધ્યાન તે તરફ ખેચાયુ ને બોલી ઉઠ્યો—

"અલ્યા, એઇ! એઇ! આનુ? આ શુઉઉઉઉ છે? એ ક્યાથી લાવ્યો તુ?" એણે ડોળા કાઢ્યા

"એ તો મારૂ કૂતરાનુ ડકુ છે" બારશે ગભરાતો ગભરાતો બોલ્યો

"કૂકુ? અરે, વાહ! તે તે પણ તારૂઆઆઆરૂ? અલ્યા, કેદીને વળી કુતરા રાખવાનો હક હોય ખરો કે?" એમ બોલતા તેણે વિકરાળ હાસ્ય કર્યું અને બારશેની ઠીબ તેની પાસેથી ખૂચવી લેવાનો પ્રયત્ન કર્યો પણ બારશેએ તેને અટકાવ્યો

"અલ્યા ડાકટર, એ નહિ ચાલે તારાથી એમ કાઇ અહીં કુતરા રખાશે નહિ ચાલ તાવ ધરી દે, આ બાજુ તે મારા હાથને પાટો બાંધી આપ્યો તેથી કાઇ હુ તારાથી અંજાઇ જવાનો નથી, ને જેલના કાયદાનો ભંગ થવા દેવાનો નથી તમે ભણેલા લોકો બહુજ હરામખોર અને

કાવતરાબાજ હોવ છો એકવાર જેલમા પડયા એટલે તમે લોકો જેલરને થાપ આપી, ભૂલાવામા નાખી છટકી જવાની જ પેરવી કર્યા કરો છો દશ અભણ ગામડીઆને સાચવવા સહેલા, પણ એક ભણેલો રાક્ષસ સાચવવાનુ મુશ્કેલ પેલો કમબખત ગ્રોસ્યસ કેવી રીતે છટકીને નાસી ગયો તે મને યાદ છે હો! ગધેડાને મહેરબાની દાખલ ચોપડીઓ વાચવા આપી! ત્યારે એ ચોપડીઓની પેટીમાજ ભરાઇને પસાર થઇ ગયો પેલો ટારકવીન એલ્ડર પણ એવીજ ચાલાકી કરીને પોતાના જેલરને થાપ આપી ગયો તમે ભણેલા લોકોના ભેજાં આખો દિવસ કઇ ને કઇ જુક્તિ-—પ્રયુક્તિ શોધવા પરજ મડયા રહે છે તમારા જેવાની સાથે તો ખાસ તડકાવીને કામ લેવામા આવે તોજ તમે સીધા ઉતરો ચલાવ, મૂકી દે આપી દે મને, એ તારી ડોગ્યકી! હુ કાઇ એમ કાયદાનો ભગ થવા દેવાનો નથી" એમ બોલતો તે બારસેના શરીર પર ધસી ગયો અને તેની પાસેથી ડીબ ઝૂટવી લીધી

પછી રાજી થતો થતો તે દરવાજા પાસે જઇને ડીબમા શુ છે, તે જોવા લાગ્યો હાથે હાથે મટોડી ખોતરીને પળવારમા એણે કાળા ગુલાબનો રોપો મુળીયા સહિત ખેંચી કાઢયો

"ઓ—ઓ—ઓ ગ્રાયફસ, હુ પગે લાગે લાગુ દયાળુ ગ્રાયફસ, હુ હાથ જોડુ એ રોપો નહિ ઉખેડ, નહિ ઉખેડ" બારસે તેને આજીજી કરતાં બોલ્યો.

તે સાંભળી આયકસ ડોસાને ઉલટો વહેમ પડ્યો. એને લાગ્યું કે આ મુળીયામાં અને ટીપમાં કાંઇક ઉંડો ભેદ હોવો જોઇએ કદાચ આ 'ભણેલો રાક્ષસ' અહીં બેઠો બેઠો મહારાજા વિલિયમને ગાદી પરથી ઉથલાવી પાડવાનું કાવતરૂં યે રચી રહ્યો હોય ?

ઘણા સ્વાર્થી કેદીઓ આયકસને રોજ સાહેબ સલામ કરતા અને એની મહેરબાની સંપાદન કરવાને ખૂબ પ્રયત્ન કરતા પણ એ કોઇને કોઠું આપતો નહિ કેદીઓની સાથે માયા રાખે તો તેઓ માથે છાણા થાપે એવો એને ડર હતો બારબેએ એના ઉપર એક ઉપકાર કર્યો તેથી શું ? તેને લીધે કંઇ એ બારબેની સ્હેમાં તણાઇ જાય ? ને એને જેમ ફાવે તેમ વર્તવા દઇ જેલ નિયમનો ભંગ થવા દે ? નહિજ આયકસ કંઇ એવો પક્ષપાતી નહતો

ઉખેડી નાખેલો રોપો ડોસાના હાથમાંથી પડાવી લેવા માટે બારબેએ ખૂબ પ્રયત્ન કર્યો તેને હાથ જોડી પગે લાગ્યો, અનેક લાલચો આપી, ખેંચાખેંચ કરી, પરંતુ તેનું કશું વળ્યું નહિ ઉલટું તેના એના આગ્રહથી તો ડોસાનો વહેમ વધારે ને વધારે મજબુત થતો ગયો, ને તે આ મુળીઆ વડે કાંઇક ભયંકર કાવતરું કરવા માગે છે, એવી એની ખાત્રી થતી ગઇ એણે તે રોપો પોતાના પગ આગળ જમીન પર નાખ્યો અને જોરથી તેને બુટ વડે કચડી નાખ્યો, તેમ કરતા બોલ્યો—

" જોરે, અલ્યા ડાકટર, આ વખત તો તને જવા

હવે છુ. પણ ફરીવાર આવું કાંઇ ખતીગ કર્યું, તો યાદ રાખજે કે તારી સજામા વધારો કરાવ્યા વગર હુ રહેવાનો નથી તને મજૂરીઆ કેદીમા દાખલ કરી દઇશ ." એમ બોલતો બોલતો એ દરવાજાને તાળુ મારી ચાલ્યો ગયો.

વાચનાર ! ગ્રાયફ્સ ડોસાના જખ્ખડીઆ ખૂર નીચે કાળા ગુલાબની કલમને કચડાતી જોઇને બારલેના હૃદયમા કેવો ચીરાડો પડયો હશે તેની કલ્પના તુજ કરી લેજે.

——(०)——

## પ્રકરણુ ૧૫* મું.

### ગ્રાયફ્સનો પરોણો.

સાજે રોઝા આવી ત્યારે બારલેએ તેની આગળ બધો કિસ્સો વર્ણવી બતાવ્યો. રોઝાની આખમા આસુ આવ્યા. તે બોલી.—"હાય હાય ! બાપુજીએ તમને કેટલુ બધુ દુ:ખ દીધુ ! એમને જરાયે લાગણી નથી ! .. એમનો સ્વભાવજ એવો છે !.. હુ એને ખૂબ ઠપકો આપીશ. ."

"અરે, ના ના. ના રોઝા, એવુ કઇ કરવા જઇશ મા એથી તો ઉલટુ જ પરિણામ આવશે; કદાચ તારૂં અંહી આવવાનું બંધ થઇ જશે "

* ૯ થી ૧૪ સુધીના પ્રકરણોના નબર ખોટા છપાયલા છે.

"હા. તમો કહો છો તેમ બને ખરૂં" રોઝા વિચાર કરતી બોલી

"કંઈ ફીકર નહિ, રોઝા," બારથેએ કહ્યું "હજુ આપણી પાસે બીજા બે રોપાઓ બાકી રહ્યા છે સારૂં થયું કે મેં પહેલેથીજ તે તને આપી દીધા"

"પ્રભુનો ઉપકાર!" રોઝા નેત્રો ઉંચા વાળી બોલી "વહાલા બારથે, તમે ચિંતા કરશો નહિ મારો છોડ ધીમે ધીમે મોટો થતો જાય છે"

બારથે એકદમ ઉત્સુકતાથી બોલી ઉઠ્યો—"બોલ, બોલ, રોઝા, તારા રોપાને કુંપળો ફુટી કે?"

"જરા જરા ફુટવા માંડી છે" રોઝા હરખાતી બોલી "થોડેક દિવસમાં એકાદ બે પાંદડાં આવશે ખરાં"

રોઝા, છોડ કેટલો ઉંચો થયો?

"ચાર-પાંચ ઇંચ"

"હાઆઆઆઆશ! રોઝા, કુંપળોનો રંગ કેવો છે?"

"નપખીરીઆ"

"બસ બરાબર છે એવોજ જોઇએ જેમજેમ વખત જશે તેમ તેમ એ રંગ કાળો પડતો જશે"

"એવું થાય છે. ખરૂં" રોઝા બોલી—"બે દિવસ પર એનો રંગ બહુજ ખુલ્લો હતો આજે તે ઝાંખો પડ્યો છે"

"રોઝા, મટોડીમાં ચિકાશ છે કે?"

"ઘણીજ ગઇ કાલે તો મે નદી પરથી થોડો કળ લાવીને કુડામા નાખ્યો છે "

"બહુ સારૂ કર્યું એને જેમ બને તમ ચિકાશ વધારે જોઇએ રોઝા, એને તડકે મૂકે છે કે ?"

"હા રોજ ત્રણ ચાર કલાક મારી ઝરૂખા બારીમા તડકો રહે છે તેટલો વખત હુ કુડુ ત્યા મુકુ છું."

"ને બાકીનો વખત ?"

"બાકીનો વખત નદી તરફની બારીએ મુકુ છુ."

"ઠીક પણ રોઝા, રાત્રે એને બહુ સભાળજે રાત્રિનો બહુ ઠડો પવન એને અનુકૂળ પડશે નહિ તે કદાચ કુહવાઇ જશે"

"રાતના હુ અડધી બારી બધ કરૂ છુ" રોઝા બોલી

"તો સારૂ તારા ઘરમા બિલાડી કે ઉડરડા છે કે ?"

"ઉદરડા રસોડામાં છે ખરા, પણ મારા ઓરડામા કદિ આવેલા દેખાયા નથી અને બિલાડાને તો મારા ઓરડામા પ્રવેશ કરવા જેવો માર્ગજ નથી."

"રોઝા, બિલાડી અને ઉડરડા કરતા આપણે બીજા એક ભયકર પ્રાણીથી વધારે ડરવાનુ છે"

"તે વળી કયું ?"

"માણસ" બારલે ધીમે અવાજે બોલ્યો –"એ પ્રાણીથી આપણે ઘણાજ સાવચેત રહેવાનું છે"

"હુ મારાથી બનતી ગુપ્તતા રાખી રહી છુ. હજુ

સુધી તો કોઇની નજર પડી નથી લાગતી"

તે રાત્રે વખત વીતી જવાથી રોઝા હાથ પર પ્રણય મુદ્રા લઇને ગઇ બીજે દિવસે તે નિયમ કરતા ઘણી મોડી આવી

"કેમ? રોઝા, આટલુ બધુ મોડુ?"

"આજે અમારે ત્યા એક મેમાન આવ્યા છે"

"મેમાન? પુરૂષ કે સ્ત્રી?"

"પુરૂષ"

"ઉમ્મર કેટલી છે?"

"ત્રીશેક વર્ષની"

બારલે વિચારમા પડ્યો રોઝાએ પૂછ્યુ

"કેમ વિચારમા પડ્યા?"

"રોઝા, એ રૂપાળો છે?"

રોઝા હસી પડી "હુ સમજી ગઇ, તમે શા માટે આમ પૂછો છો તે"

બારલે શરમાયો રોઝા બોલી

"વહાલા બારલે, તમે ચિતા કરશો નહિ એ મેમાન કાળો ને કદરૂપો છે પણ—"

"પણ—શુ?"

"કદાચ એ ક્યુપિડ સરખો દેખાવડો ને ગોરો હોત, તોયે હુ એના પ્રત્યે આકર્ષાત નહિ બારલે, મારો તમારા પ્રત્યેનો પ્રેમ કઇ તમારા સૌંદર્યથી ઉદ્ભવ્યો નથી." રોઝા સગર્વ બોલી.

બારથેને પણ રોઝાનુ એ છેલ્લુ વાકય સાભળી અભિમાન અને હર્ષ ઉપજ્યો વખતે બનેની વચ્ચે જો તે લોખડી જાળીયા રૂપી અતરપટ ન હોત તો નક્કી પ્રેમના ઉમળકાથી તે રોઝાને ભેટી પડયો હોત

પછી થોડો વખત સુધી કાળા ગુલાબ વિષે વાતચિત ચાલી છોડ કેટલો ઉચો થયો, પાદડા ફુટયા કે કે કેમ? ડાળી સીધી છે કે વાકી? તેના ઉપર કુપળો કેટલે કેટલે અતરે છે? એવા એવા બારીક પ્રશ્નો પૂછી પૂછીને બારલેએ રોઝા પાસેથી બને તેટલી માહિતિ મેળવી અતે રોઝાએ કહ્યુ

"હવે તમને ગુલાબના કુડા વગર બહુજ વસમુ લાગતું હશે, કેમ?"

"હાસ્તો મારો બધો આનદ ચાલ્યો ગયો"

"મારી પાસે ત્રીજુ મુળીયુ છે તે તમને લાવી આપુ?" રોઝાને વિચાર સુઝી આવ્યો

"ના ના. રોઝા, તેની પણ આવીજ દશા થાય એ ત્રીજો રોપો તો રાખીજ મૂકવાનો છે તે છેવટની વખતે કામ લાગશે. તે એને કયા મૂકયો છે, રોઝા?"

"એક કડીઆમા ઘાલીને મારા કબાટની ઉપર. હજુ તેના તેજ કાગળમા લપેટાયલો છે" રોઝા બોલી "કોઇથી દેખાય એમ નથી"

"ત્યારે સારૂ."

થોડીવાર પછી તેણે પૂછ્યુ "રોઝા, તારા મેમાનનુ

નામ શું છે ?"

"જેકબ જીસલ" રોઝાએ ઉત્તર આપ્યો—"એ તમને ઓળખે છે"

"મને ?" બારલેએ ચમકીને પૂછ્યું

"હા"

"તે કેમ જાણ્યું ?"

"તમારે વિષે એ ઘણી વાત કરતો હતો"

"શી વાત ? ક્યારે ?"

"અમે તે દિવસે મિજલસમા ગયા હતા, ત્યારે ઘણું કરીને તેજ દિવસે એની અને બાપુજીની પહેલી ઓળખાણ થઇ"

"એમ કે ? મારે વિષે શું વાત કરતો હતો ?"

"તે મને ચોક્કસ ખબર નથી પણ એક બે વાકયો મારે કાને પડેલા, તેની મતલબ એવી હતી કે તમે બહુ વિદ્વાન છો, ને તમને ફુલ છોડનો બહુ શોખ છે"

બારલે વિચારમા પડયો થોડીવારે બોલ્યો—

"જેકબ જીસલ ? . અજબ જેવું છે !"

"શું ?"

"એ નામના કોઇ પણ માણસ સાથે મારે ઓળખાણ પીછાણ નથી" બારલેએ વળી થોડીવાર વિચાર કરી પૂછ્યું —"રોઝા, તારે ત્યા એ આજે પહેલીજ વાર આવ્યો ?"

"પહેલીજ વાર"

"અહીં આવ્યા પછી મારે વિષે કંઇ બોલ્યો હતો ?"

"ના"

'એ કેટલા દિવસ રહેવાનો છે ?"

" તે કંઇ નક્કી નથી." રોઝાએ જવાબ આપ્યો

"રોઝા, એ શું કરે છે તેના ઉપર ધ્યાન રાખીને રોજ મને તેની ખબર આપતી રહેજે"

"ઠીક" કહી રોઝા ગઇ



## પ્રકરણ ૧૬ મું.

### પ્રેમનો ભાગીદાર.

ત્રણેક દિવસ વહી ગયા દરમ્યાન એકવાર ગ્રાયફસ અચાનક આવીને બારલેની કોટડીની બહુજ બારીક ઝડતી લઇ ગયો કંઇ મૂળીયુ કે બીજી ગેરકાયદે ઠરાવાય એવી વસ્તુ હાથ તો ન લાગી, છતા જતી વખત તે બારલેને ખૂબ ધમકાવતો ગયો

ચોથે દિવસે સાંજે રોઝા આવી

"કેમ ? શું સમાચાર છે ?" બારલેએ તેને પૂછ્યું.

"મને તો કંઇક વહેમ જેવુ લાગે છે"

"શું ?"

"કાલે રાત્રે હું અહીથી–તમારી પાસેથી–ગઇ તે વખતે હું સીડી ઉતરીને આઠ દશ પગલા ચાલી હઇશ, એટલામા મને મારી પાછળ કંઇક ધસારો સંભળાયો. મે

પાછુ ફરીને જોયુ, તો થોડેક દૂર એક ઓળો દેખાયો પ્રથમ તો હુ ઘણીજ બીધી, અને ઉતાવળે પગલે ચાલવા લાગી પણ થોડે દૂર જઇને મે હિમ્મત લાવી ખોખારો કર્યો અને ઉભી રહી પેલો ઓળો તરતજ એક ઝાડની પાછળ સતાઇ જતો દેખાયો હુ આગળ ચાલી વળી થોડે દૂર જઇ પાછુ ફરી જોયુ, તો પેલો ઓળો પૂઠે પૂઠે આવતો હતો મે એકદમ ગભરડી મૂકી, કારણકે મારા હાથમાનુ ફાનસ બુઝાઇ ગયુ હતુ મે ઘરમા જઇને તરતજ બારણા અદરથી બંધ કરી દીધા પાચેક મિનિટ થઇ ન હશે એટલામા જેકબ બહારથી આવ્યો અને બારણા ઠોકયા સાજે વાળુ કર્યા પછી એ શહેરમા જવાનુ નામ દઇને નીકળ્યો હતો પણ મને લાગે છે કે શહેરમા ગયોજ નહિ હોય શહેરમા જવાને બદલે મારી પૂઠે પૂઠેજ આવ્યો હશે”

“જો એમ હોય તો—તો એણે આપણી વાતોયે સાભળી હશે”

“સભવિત છે”

“તો તો ખોટુ ” બારલે વિચાર કરતો કરતો બોલ્યો—“રોઝા, હજુ એ કેટલા દિવસ રહેવાનો છે?”

“તે કઇ સમજાતુ નથી.”

“તારા બાપુજીને એની સાથે બહુ બને છે?”

“રોજ જેકબ એમને માટે ઉચી જાતના દારૂની એક-બે એક-બે બાટલીઓ લઇ આવે છે”

"રોઝા, મને નક્કી લાગે છે કે તે કોઇકની પાછળ પડયો હોવો જોઇએ"

"કોની ? મારી પાછળ ?"

"તે કંઇ કહી શકાતુ નથી. તારી પાછળ તો ન હોય" બારલેએ વિચાર કરીને કહ્યુ

"ત્યારે ? તમારી પાછળ ?"

"ના. ના મારી પાસેથી એને શો લાભ થવાનો હતો ?"

"ત્યારે . તો .." રોઝા વિચાર કરતી કરતી બોલીઃ- "કદાચ એ કાળા ગુલાબની ..પાછળ મડયો . હોય"

"મને પણ એમજ લાગે છે" બારલે બોલ્યો.

"શા પરથી ?"

" એ તારે ત્યા આવ્યો તેને બીજેજ દિવસે તારા પિતા આ કોટડીની ઝડતી લઇ ગયા હતા મને લાગે છે કે જેકએજ એને તેમ કરવા સમજાવ્યુ હશે."

" સભવિત છે " રોઝા વિચાર કરતી બોલી·— " હવે મને પણ એક વાત સમજાય છે "

" શુ ? "

" તે દિવસે મારા બાપુજીએ તમારૂ કુડુ ભાગી નાખ્યું હતુ ને ! તેની વાત કાલે એમણે જેકબને કરી ત્યારે જેકબે બાપુજીને એવુ કરવા માટે ખૂબ ઠપકો આપ્યો. તેનું કારણ પણ આજ હોવુ જોઇએ"

" જરૂર...રોઝા, તે વખતે એ બીજુ કાઇ બો-

લેશો કે ? ”

“ એણે એમ પણ કહ્યું કે કેદીની પાસે બીજા એક બે મળતીયા હોવા જોઇએ ”

‘ હે ? એણે એમ કહ્યું પણ ખરું ? ”

“ હા ’ રોઝા બોલી —“ તેથીજ બાપુજી ગઇ કાલે ઝડતી લેવા આવ્યા હશે ’

“ ત્યારે તો, રોઝા, એ કોઇ બહુજ ચાલાક જાણુ-ભેદુ હોવો જોઇએ આપણે એનાથી બહુજ સાવધ રહેવું પડશે ’

“ હુ તો જ્યારે જ્યારે બહાર નીકળું છું, ત્યારે બધો વખત મારા ઓરડાને તાળું મારી રાખું છું ” રોઝા બોલી

“ ને કુચી ક્યાં મૂકે છે ? ”

“ મારી પાસેજ—આ રહી ” એમ કહી રોઝાએ ગજવામાંથી એક ચાવી કાઢી બતાવી

દરમ્યાન રોઝાના કુંડામાનો છોડ દિનપ્રતિદિન વધતો ગયો હતો તેની ઉંચાઇ હવે તો એક ફુટ કરતાં પણ વધારે થઇ હતી તેના વચલા ભાગમાંથી બે ત્રણ આડી ડાખળીઓ પણ ફુટી હતી અને નાના મોટા મળીને દશ બાર પાંદડાં ખીલ્યાં હતાં તેનો મૂળ રંગ પણ ઘણે અંશે બદલાઇ ગયો હતો

તે રાત્રિએ સમય પૂરો થઇ જવાથી રોઝા જતી રહી બીજે દિવસે તે પાછી આવી ત્યારેએ પૂછ્યું

"રોઝા! મારું ગુલાબ કેમ છે?"

રોઝાએ ઉપર પ્રમાણેના સમાચાર આપ્યા

પછીના ત્રણ ચાર દિવસ રોઝાએ હાથે કરીને એના એજ સમાચાર સંભળાવ્યા કર્યા એમ કરવામા તેનો ઉદ્દેશ એ હતો કે બારલેના હૃદયમા કાળા ગુલાબને માટે કેટલો પ્રેમ—કેટલી ચિંતા—છે તે માલમ પડે હમણા હમણા રોજ રોઝા આવે કે તરતજ બારલે પ્રથમ એને ગુલાબ વિષેજ પૂછતો રોઝાના પોતાના સમાચાર પૂછવાનુ યે ભૂલી જતો તેથી એને જરા જરા ખોટુ લાગવા માડયુ હતુ શરૂઆતમા રોજ છૂટા પડતી વખતે બારલે રોઝાને ચુબન કરવાની બારે ઉત્સુકતા બતાવતો, પણ છેલ્લા ચાર પાચ દિવસ થયા તો તે પ્રથામા ભગ પડયો હતો બારલે પહેલા કેટલીક વાર પ્રેમોર્મિને લીધે ગાંડા ને "મારા પ્રાણ! મારી દેવી! મારી હસી!" વગેરે મીઠાને સબોધનો પણ હવે કાળુ ગુલાબ ખીલવાનો દિવસ ધીમે ધીમે પાસે આવતો હોવાથી બારલેનુ ચિત્ત તેના વિચારોમા અને તેનીજ કલ્પનામા વધારે રોકાતુ હોવાથી એ આખો વખત ગુલાબની ને ગુલાબનીજ વાતો કર્યા કરતો ગુલાબની બહુજ બારીક સારવાર કરવાની, છોડ પર વખતો વખત પાણી છાટવાની, કુડાની મટોડીમા જાત જાતના ફેરફાર કરતા રહેવાની ઝીણી ઝીણી સૂચનાઓ એ આખો વખત આપ્યાજ કરતો, રોઝા કઇક બીજી વાત કાઢતી તોયે એ ફરી ફરીને પોતાના કેન્દ્રસ્થાનરૂપ કાળા ગુલાબની વાત પર

આવી પહોચતે આ રોઝાને ગમતુ નહિ એને તો બારસેના સ પૂર્ણ પ્રેમ !!–તેના અવિભક્ત હૃદયની–અપેક્ષા હતી. પરતુ બારસેના આવા વર્તનથી કાઈ ગુલાબ જાણે પોતાનુ હરિફ હોય, બારસેના પ્રેમમા ભાગ પડાવનાર હોય એમ તેને લાગવા માડયુ હતુ

તેથીજ ત્રણ ચાર દિવસ સુધી રોઝાએ ગુલાબ વિષે એકનો એક ઉત્તર આપ્યા કર્યો હતો

બારસેએ કટાળીને આશ્ચર્ય પામતા પૂછ્યુ

"રોઝા, તેમા કઇજ ફેર નથી પડયો?"

"ના"

"પાદડા મોટાયે નથી થયા?"

"નહિ જેવાજ"

"રોઝા, મને લાગે છે કે તુ તેની પૂરતી સભાળ નહિ લેતી હોય" બારસે ખિન્ન થતો બોલ્યો

"હુ મારાથી બનતી સભાળ લઉ છુ" બારસેના શબ્દોને ઠપકારૂપ માનીને રોઝા અતરમા રોષ લાવી બોલી

"ત્યારે એમ કેમ બને?"

"બે ત્રણ દિવસથી ટાઢ સખત પડે છે ને"

"પણ તેને માટે તો મે તને આસપાસ દેવતાની આછી ગરમી રાખવાનુ કહ્યુજ છે ને? તે તુ નહિ રાખતી હોય"

"રાખુ છુ તો ખરી"

"ત્યારે તુ તેને વખતો વખત સકોરતી નહિ હોય."

બારલે જાણે પ્રથમથી નિશ્ચય કરી બેઠો હોય તેમ એક પછી એક કારણ શોધી રોઝાને ઠપકો આપવા લાગ્યો

રોઝાને તેથી ઘણુ દુ:ખ થયુ ત્રણ દિવસથી લાગલાગટ તે લગભગ આખો દિવસ દેવતા અને રાખોડો સંકોરતી બેસતી હતી એ કામ સતત કરવુ પડ્યાથી એનુ સુકોમળ મુખ જરા કરમાયુ પણ હતુ ગઇ કાલનો તો એને જરા જરા તાવ પણ આવ્યો હતો છતા, કરતે કારવતે ઠપકો સાંભળવો પડ્યો તેથી મૃદુ હૃદયિની બાળાને બારલેના શબ્દો શૂળ પેઠે ખૂચવા લાગ્યા તે બોલી—

"લગભગ આખો દિવસ હુ દેવતા સંકોરતી બેસુ છુ, પણ સાંજે અહી આવુ છુ ને પછી જઇને જોઉ છુ ત્યારે પાદડા અકડાઇ ગયેલા હોય છે તમે કહો તો સાંજે પણ ત્યાંજ બેસી રહુ "

"હા, હા ત્યાંજ બેસી રહે હમણા ટાઢ સખત પડે છે આખો દિવસ એને ગરમી ચાલૂજ જોઇએ તે વગર આખો છોડ કદાચ બળી જશે રોઝા, હમણા તુ સાંજે અહી આવવાનુ બંધ કર કોઇ પણ રીતે રોઝા, મારૂ કાળુ ગુલાબ બરાબર ખીલવુ જોઇએ હો !"

"તે તો ખીલશેજ. તમારૂ પરમ પ્રિય ગુલાબ તો ખીલશેજ તમારે થોડુજ બીજુ કાંઇ જોઇએ છે ? એક કાળુ ગુલાબ ખીલે, તો પછી બીજુ કોઇ ખીલે કે કરમાય તેની તમને થોડીજ ચિંતા છે ?"

એમ તીર જેવુ તીક્ષ્ણ વાક્ય બોલી, તીર જેવા

વેગથી રોઝા સીડીના પગથીયા સડસડાટ ઉતરી પડી બારસ્લે ચમક્યો પોતે શુ બોલી ગયો હતો, રોઝા પ્રત્યે કેવી બેદરકારીથી વર્તો હતો તેનુ એને હવેજ ભાન થયુ એણે બૂમ પાડી

"રોઝા ! ઓ રોઝા !"

પણ રોઝા તો ક્યારની દૂર નીકળી ગઇ હતી ફરી મોટે સાદે બૂમ પાડવાની હિમત બારસ્લેમા ન હતી પાડે તોયે રોઝા પાછી આવે એમ ન હતુ એણે અજાણપણે રોઝાના અત કરણમા ખજર ભોક્યુ હતુ

તે પોતાના ખાટલા પર જઇને પડયો

આખી જીદગીમા કદિ નહિ વીતી હોય, એવી શોકમય વિષાદપૂર્ણ રાત્રિ બારસ્લેએ તેજ દિવસે અનુભવી

---

## પ્રકરણ ૧૭ મું.

### વિયોગનાં આંસુ

પ્રણયીઓ વચ્ચે વૈમનસ્ય ઉદભવ્યુ હતુ તે વૈમનસ્યનો અત ક્યારે આવશે તે સમજાય એમ ન હતુ.

બીજે દિવસે સવારે બારસ્લે પશ્ચાત્તાપ કરવા અને પોતાની જાતને ઠપકો આપવા લાગ્યો

"અરેરે મને આ શુ સુઝ્યુ ! હુ કેવા કઠણ શબ્દ બોલ્યો ! મે રોઝાની-એના કોમળ હૃદયની-જરાયે દરકાર કરી નહિ .....કાળા ગુસ્સાએ મને ઘેલો બનાવી દીધો ..

મને કશુ ભાન રહ્યુ નહિ. ...

"બહુ ખોટુ થયુ મે મોટી ભૂલ કરી.

"હવે રોઝા અહી આવશે નહિ ક્યા સુધી? તે કેમ કહી શકાય? રોઝા વગર મારા દિવસો કેમ વીતશે? અરેરે! મે આ શુ કર્યું?."

છેલ્લા ચાર પાચ દિવસમા રોઝા પ્રત્યે પોતે કેવી વર્તણુક રખી હતી, તેની સાથેની વાતચિતમા પોતે શુ શુ બોલ્યો હતો તે બધુ બાન્સેને સાભરવા લાગ્યુ જેની અપૂર્ણ સ્મૃતિ થઈ તેને એ મગજ તાણીને યાદ કરવા લાગ્યો એટલે ડગલે ડગલે એને પોતાનીજ ભૂલ માલૂમ પડવા લાગી

" મારીજ ભૂલ છે એમા રોઝાનો કશો વાક નથી. એની જગાએ હુ હોત, તો હુયે આમજ કરત હુ આવી શિક્ષાને લાયકજ છુ"

આખો દિવસ બારસેને આવાજ વિચારો આવ્યા કર્યા. પોતે રોઝાને 'હમણા તુ સાજે અહીં ન આવતી' એમ કહ્યુ હતુ. તેમ કહેતી વખતે એને ખ્યાલ ન હતો કે સાજે રોઝા નહિ આવે તો પોતાને કેટલુ દુખ થાય. જેમ જેમ પશ્ચિમનો સૂર્ય નીચે ઉતરવા લાગ્યો અને જેલના ચોગાનમા અધકારનો મેળો ભરાવા લાગ્યો, તેમતેમ બારસેને પોતાના વાક્યનો ખરો અર્થ સમજાવા લાગ્યો. અને સાથે સાથે એની અતર-વ્યથાનો સમુદ્ર ખળભળવા લાગ્યો. "આજે રોઝા નહિ આવે," એટલો વિચાર માત્ર આવતાજ બારસેનુ હૃદય જાણે કકડા થઈ જતુ હોય એમ લાગ્યું.

આખરે રાત્રિ પડી રોઝાને આવવાનો રોજનો સમ
થયો બારલે દરવાજાના જાળીયા આગળ જઇને ઉભે
"વખતે-કદાચ-ગુલામના છોડ વિષે કંઇક કહેવાને રો
આવે પણ ખરી" એવી બહુજ ઝાખી, બહુજ અસ્પ
આશા બારલેના હૃદયને એક ખુણે બેઠી હતી.

અહા ! રોજના પરિચયથી, રોજના સહવાસથી બાર
રોઝાના પગલાનો અવાજ અને તેના ફરાકનો સળવળ
કેવો સચોટ રીતે પારખી ગયો હતો સીડીને છેલ્લે પ
થીએ પણ એક પગલુ પડે કે બારલે તરતજ બોલી ઉઠ
—"આ એ આવી !"

પણ આજે તો એ અડધો કલાક, પોણો કલાક, દ
કલાક સુધી તે જાળીયા પાસે એની રહ્યા પણ ન
કોઇનુ પગલુ સભળાયુ, ન તો કોઇના ગગડાંનો સળવળ
સભળાયો જેલના ટાઇમ કીપરે સાડા સાત, આઠ, સ
આઠ, નવના ટકોરા વગાડયા અને સાડા નવનો ટ
ટકોરો પણ વાગ્યો અને તેનો તીવ્ર રણકારો જેલના ઉ
સીન વાતાવરણને ભેદી શાંત થઇ ગયો "આટલે વખ
તો રોઝા પાછી ચાલી જાય છે હવે એની આશા રાખ
વ્યર્થ !"

ગઇ કાલના કરતાએ આજની રાત બારલેને વધ
વસમી લાગી ગઇ કાલે તો એણે રોઝાનો સહવાસ થે
વખત પણ અનુભવ્યો હતો આજે તેટલો યે ન હો
મળ્યો એણે રાતના વાળુની તાસક જેવી ને તેવી રહેવા દી

સવારે ગ્રાયફ્સ આવ્યો

" કેમ અલ્યા ડાકટર ! "

બારલે બોલ્યો નહિ અત્યંત ઉદાસીન ચહેરે એ ખાટલા પર બે તકીઆ વચ્ચે માથું દબાવી સૂતો હતો, તેમનો તેમજ પડી રહ્યો એણે ગ્રાયફ્સના સંબોધનનો ઉત્તર પણ ન આપ્યો તેમ તેની સામે જોયું યે નહિ.

" કેમરે અલ્યા, બોલતો નથી ? "

છતા બારલે મૂંગોજ પડી રહ્યો

ગ્રાયફ્સની નજર બારલેની ખાવાની થાળી પર પડી ને ભરેલી જોઇને બોલ્યો

" કેમ અલ્યા, આ ને ખાધું નથી ? "

" મારે નથી ખાવું " બારલેએ ટુંકો ને ટચ જવાબ આપ્યો

" કેમ ? તને શું થયું છે ? "

" કંઇ નહિ " બારલે બોલ્યો —" મારે નથી ખાવું "

" ત્યારે, તારે ફારમ ભરી આપવું પડશે "

કોઇ પણ કેદી જાતે થઇને અપવાસ કરવા માગતો હોય તો તેની પાસે જેલના ધારા પ્રમાણે એક ફારમ પર સહી કરાવી લેવામા આવતી જેથી અપવાસને લીધે કદાચ તેનું મૃત્યુ નીપજે તોયે જેલરને માથે તેની કશી જવાબદારી ન રહે

" વારૂ " ગ્રાયફ્સના છેલ્લા વાક્યનો બારલેએ જવાબ આપ્યો

પરન્તુ જેવો ચાયફ્સ પાછો ફરીને જવા મા
હતો તેવોજ બારલેને અચાનક એક વિચાર આવ્યો
" લાવને આયફ્સને રોઝા વિષે પૂછી જોઉં કદાચ તે
તબીયત બગડવાથીજ ન આવી હોય ! "

" કાકા ! " બારલેએ બૂમ પાડી

આયફ્સ ઉભો રહ્યો બોલ્યો–" કેમ ? "

" તમારી તબીયત તો સારી છે ને ? " બારલે
ગભરાતા ગભરાતા પૂછ્યુ

" સારી નહિ તો ? મને શુ ધાડ આવી'તી ? '

" તમારે ત્યા મેમાન આવ્યા છે ? "

' તેમા તારૂ શુ ગયુ ? આયફ્સે ચીઢવાઇને જવ
આપ્યો એને બારલેના આ પ્રશ્નોમા કઇક કાવતર
અંશ જણાયો

' તમારે ઘેર બધાની તબીયત સારી છે ને
ખાસ રોઝાનુ નામ દઇને પૂછવાની એની હિ
નહિજ ચાલી

" હા હા સારી છે સારી છે . ચાલ, હવે બ
કાઇ કામ છે ? આયફ્સ જવાની ઉતાવળ કરતા બોલ

"ના "

આયફ્સ દરવાજા પર તાળુ મારી ચાલ્યો ગ
એની સાથેની વાતચિતમા 'રોઝાની તબીયત જરા
નથી,' અથવા 'રોઝાનુ માથુ દુખે છે' કે એવુજ
સાભળવાની બારલેએ કેટલી બધી ઉંડી આશા .

હતી! પરન્તુ તે આશા ફળીભૂત ન થઇ, તેથી એનું હૃદય અત્યંત પીડાવા લાગ્યું કાળા ગુલાબને ખાતર–કાળા ગુલાબ પ્રત્યે થઇ ગયેલા પક્ષપાતને લીધે–રોઝા એનાથી રીસાઇને ચાલી ગઇ હતી તેને ફરી પાછી રીઝવીને મનાવવાનો યે કોઇ ઉપાય નહતો રોઝા ત્યા આવતીજ બંધ થઇ ગઇ હતી, તો પછી કેદી બારલે તેને કેવી રીતે મનાવી શકે? એનો પ્રેમ-સંદેશ લઇ જાય એવો કોઇ દૂત પણ એની પાસે ન હતો અત્યારે તો એને મન રોઝા પણ ગઇ હતી, અને તેની સાથે કાળું ગુલાબ પણ ગયું હતું બેમાથી એકનેયે પાછું હાથ કરવાને એની પાસે કશું સાધન ન હતું

બપોરે ગ્રાયફસ ફારમ લઇને આવ્યો, અને બારલેને તેના પર સહી કરવા કહ્યું. નિરાશાથી ઝનુની બનેલા બારલેએ તરતજ તેના ઉપર સહી કરી આપી એટલે ગ્રાયફસ તેના ખાવાનાની થાળી ઉઠાવીને ચાલતો થયો.

——(०)——

## પ્રકરણ ૧૮ મું.

### બોલતો કાગળ.

આ તરફ બારલેને મ્હેણું મારીને ચાલી ગયા પછી રોઝાની મનોદશા કેવી થઇ હતી?

પોતે રોષ ચઢાવીને, રીસ કરીને, પોતાના પ્રિયતમની સાથે તકરાર કરીને ચાલી આવી હતી પરન્તુ

એના અતરના ઉડાણુમા એને પોતાના કાર્ય મા ત્તાપ થતો હતો ઉપર ઉપરથી તે પોતાના મનને કહ્યા કરતી હતી,—કે 'મ એમા કશુ ખોટુ નથી .જેમ કરવું જોઇએ તેમજ કર્યું છે ' પા જાણે શાથી, રોઝાને પોતાને પણ ન સમજાય તે એક અગમ્ય અવાજ બો'લ્યા કરતો હતો કે— ન થયુ હોત તો સારૂ થાત "

તે રાત્રે બાગલની પેઠે રોઝાએ પણ િ આળોટયા કરીને અનેક ગમગીન વિચારોની ગણુતા ઘણો સમય જાગરણુમાજ વીતાડયા કો વાર એને એમ થઇ આવતુ કે—" લાવ, પાછી જઇને એની સાથે સમાધાન કરી આવુ, બોલાઇ ગયેલા શબ્દો માટે માફી માગી આવુ યુરોપીય વાતાવરણુની સ્ત્રીના લાહીમા વસેલુ સ્વાભિમાન એને તેમ કરતા અટકાવતુ હતુ એજ નને લાવે રોઝાને પાતાના કાર્યની યોગ્યતા અને પાતાના હતે કરેલા અન્યાય વારેવારે સાભરી હતા તે મનમા સડસડતી—

" પરમ દહાડે મારૂ શરીર તાવથી ધગધ હતુ એણુ મારો હાથ ઝાલ્યો—ચુબન કર્યુ એટલું સરખુય ન કહ્યુ, કે રોઝા, તને તાવ આવે

" મારા પ્રત્યે કટલી બધી બેદરકારી! જડ ગુલાબ માટે આટલી બધી ચિંતા?

" પુરૂષો બહુ સ્વાર્થી હોય છે ..મારી મારફતે એને આ કાળુ ગુલાબ ઉગાડવુ હશે તેથીજ મારા પ્રત્યે આટલી બધી મમતા અને લાડ કરતા હશે એક વાર કાળુ ગુલાબ ખીલી રહ્યુ, કે પછી કદાચ તે મારી સામુ યે ન જોશે .

" હુ હમણા એની પાસે નહિજ જાઉ એની નજરે પણ નહિ પડુ જોઉ તો ખરી, એ રોઝાને યાદ કરે છે કે ગુલાબને ? '

બે આખ્ખા દિવસ સુધી રોઝાએ પોતાનો આ નિશ્ચય ટકાવી રાખ્યો

દરમ્યાન કાળુ ગુલાબ તો સરસ અને સુવ્યવસ્થિત રીતે ઉચ્છાજ કરતુ હતુ. બારલે સાથે તકરાર થઇ, છતા બારલેના પુષ્પવૃક્ષને, એના અમૂલ્ય કાળા ગુલાબના છોડને ચીમળાવી નાખવાની કે ચીમળાવા દેવાની પણ રોઝાને વૃત્તિ થઇ નહિ એટલુજ નહિ, પણ તેના પ્રત્યે અણુગમો ધરાવવાનો વિચાર સરખોયે એના અ તરમા ઉદ્ભવ્યો નહિ. તેનુ એક ગુપ્ત કારણ એ હતુ કે બારલે સાથેનો આ કલહ ઝાઝો વખત ટકશે નહિ–ઝાઝો વખત જેરવી શકાશે નહિ, એવી આછી સજ્ઞાનતા રોઝાને પ્રથમથીજ હતી તેથી-બારલેની સૂચના પ્રમાણે હવે એ વધારે વખત ગુલાબના છોડ પાસે બેસતી અને તેની આસપાસનો દેવતા સ કોરતી તથા બીજી સભાળ લેતી. ગઇ કાલની એ છોડવા ઉપર એક નાની સરખી કળી પણ બેઠી હતી.

સાંજે ખાનાના ટેબલ પર આયફ્સ ડોસાએ ચોંકાવ-
નારા સમાચાર આપ્યા

" હવે બે-દહાડે ચાર દહાડે પણ આપણા આ વિદ્વાન કેદીરાજ જવાના !"

" જવાના—એટલે ક્યા ?" જેકબ ચમકીને બોલી ઉઠ્યો રોઝાએ ઉત્સુકતાથી પિતાના સામુ જોયુ

" ક્યા તે પરમેશ્વરને ત્યા " આયફ્સ બોલ્યો રોઝાના મરમા ચાનકો પડયો

" કેમ ? " જેકબે પૂછ્યુ

" એ નથી ખાતો, નથી પીતો " આયફ્સે જવાબ દીધો —' આજે તો એણે ફારમ પણ ભરી આપ્યુ " એમ કહી ડોસાએ ગજવામાથી બારલેની સહીવાળુ રવે-રજીસ્ટ્રેશનનુ ફોર્મ કાઢી બતાવ્યુ

રોઝાનો ચહેરો ધોળો પૂણી જેવો બન્યો

જેકબ પણ બોલ્યો—" એ તો ખોટુ કોઇ પણ ઉપાયે એને જીવતો તો રાખવોજ જોઇએ "

" કેમ ? " ડોસાએ પૂછ્યુ

" આ એના ઉપવાસમા પણ કઇક ઢોંગજ હોવો જોઇએ એ વિદ્વાન માણસો તો એટલા બધા લુચ્ચા હોય છે કે અહીંથી તમે કૉફીનમા ઘાલીને બહાર લઇ જાઓ ત્યા સુધી મુડદુજ દેખાયા કરે, પણ જમીનમા દટાયા કે પછી ઘોર ફાડીને બહાર નીકળી આવે "

" મને બધી ખબર. છે. " આયફ્સ બોલ્યો.—

" પેલો એસ્યસ એવીજ રીતે નાસી ગયો હતો પણ હું કાંઇ કાચો નથી કૉરીનમા મૂકતા પહેલા હુ એની બધી ચે નાડ, ને નસેનસ બારીકાઇથી તપાસી લઇશ "

આ છેલ્લા વાક્યે રોઝાના હૃદયમા ચીરાડો પાડયો, " હાય ! મારે ખાતર એણે ખાવાપીવાનુ ત્યજ્યું ? "

તરતજ બે ચાર કોળીઆ ખાઇ લઇ, ખાધુ ન ખાધુ કરી તેણે હાથ ધોઇ નાખ્યા જેકબને કે ગ્રાયફસને સંશય ન પડે એવી રીતે તે પોતાના ઓરડામા ચાલી ગઇ આ બે જણા તો વાળુ કર્યા પછી મુખવાસાર્થે બાટલીઓના માથા ભાગવા બેઠા

પોતાના ઓરડામા આવીને રોઝાએ એકવાર કાળા ગુલાબના છોડ પ્રત્યે જોયુ આજે એણે તેના ઉપર પાણી છાટયુ ન હતુ—તે એને યાદ આવ્યુ કળશ લઇને છોડ ઉપર પાણી છાટતા ગુલાબની કળીને જોઇ એને વિચાર આવ્યો, તેથી બોલી—"અલિ કલિકા, મારે ખાતર નહિ, પણ તારેજ ખાતર બારલેએ ઉપવાસ માડયા છે. મારા કરતા તુ વધુ ભાગ્યશાળી ખરી ! "

પછી એક કોરા કાગળનો કકડો લઇ તે પર એણે લખ્યુ—

" ચિંતા શાને કરો છો ? તમારૂ ગુલાબ સુરક્ષિત છે અને દિન પર દિન ખીલતુ જાય છે. "

× × ×

બીજે દિવસે સવારે બારલે જેવો જાળીયા પાસે

ગયો, તેવીજ ઉપલી ચિઠ્ઠી એના હાથમા આવી એણે અત્યંત હર્ષ સાથે તે ઉપાડી લીધી અને વાચી.

"આ તો રોઝાએ લખી છે' રોઝા! તને ખબર પડીજ ગઇ હશે કે મે ખાવા પીવાનુ છોડી દીધુ છે"

ચિઠ્ઠી વાચીને એને કઇક આનદ થયો—ઘણો આનદ થયો પરતુ એ ચિઠ્ઠીમા રોઝાએ જે રોષ દર્શાવ્યો હતો, તેણે જે વ્યગોક્તિ કરી હતી તેને પણ બારલે તરતજ પારખી ગયો

"હજુ એની રીસ ઉતરી નથી' બારલે બબડયો "રોઝા, રોઝા, હવે હુ તને કેવી રીતે બતાવુ ? કે કાળા ગુલાબને ખાતર નહિ, પણ તારેજ ખાતર હુ કેટલો ઝુરૂ છુ! .'

થોડીવાર વિચાર કર્યા પછી એને સુઝયુ—"રોઝા, જરૂર આના જવાબની આશા રાખતી હશે"

તેજ ચિઠ્ઠીની પાછલી બાજુ કોરી હતી તેના ઉપર બારલેએ પોતાની પેન્શીલ વડે લખ્યુ—

"ગુલાબને ખાતર નહિ, પણ ગુલાબની માલાને ખાતર મે અન્નપાણી છોડયા છે"

સાજે ગ્રાયફ્સ એની છેલ્લી વિઝીટ આપી ગયો, પછી બારલે હાથમા ચિઠ્ઠી લઇને દરવાજા આગળ જઇ ઉભો રહ્યો જાળીયામાથી ડોકીયા કરી કરીને જોવા લાગ્યો

"રોઝા કે બીજુ કોઇ પણ ચિઠ્ઠી લેવા જરૂર આવશે...

"પણ રોઝાની પાસે બીજુ કોણ છે?...

"એ તો જાતેજ આવશે

'તો પછી ચિઠ્ઠીની શી જરૂર છે? વાતચિત પણ થઈ શકશે."

એવા એવા અનેક વિચારોને મનમા ને મનમા ધોળતો એ કેટલો બધો વખત સુધી ત્યા ને ત્યાજ ઉભો રહ્યો અધારૂ થયુ, રાત પડી અને રોઝાને આવી જવાનો વખત પણ થઇ ગયો છતા નહિ દેખાઇ રોઝા, કે ન સભળાયો એના બૂટનો ખખડાટ!

ત્યારે નિરાશ થઇને-ચિઠ્ઠીને દરવાજાની તળીયેની ફાટમા બહારથી ખેચી લેવાય એવી રીતે ઘોચી તે પોતાના ખાટલા પર જઇને પડયો



## પ્રકરણ ૧૯ મુ.

### ગુલાબની માતા

મળસ્કે પાચ વાગે બારસે એના ખાટલામા પડયો પડયો ઘસઘસાટ ઉઘતો હતો એને સ્વપ્ન આવતુ હતુ

મધ્યરાત્રિનો સમય હતો આકાશમા ચદ્રમા સપૂર્ણ ખીલ્યો હતો એક ઉંચા પર્વતની ટોચ ઉપર બારસે ઉભો હતો સામેના વિશાળ મેદાનમા દૃષ્ટિમર્યાદા સુધી રમણીય ચદ્રિકા પથરાઇ ગઇ હતી.

થોડીવારમા આકાશમા ઘણે દૂર એક કાળુ ટપકુ

જણાયું બારલેએ તેના તરફધારી ધારીને જોવા માંડ્યુ ધીમે ધીમે તે ટપકુ મોટુ થવા લાગ્યુ તે જાણે પાસે આવતુ હોય એમ દેખાયુ તેનો વેગ ઘણોજ ભારે હતો એમ તેનાથી કપાતા પવનના સુસવાટા પરથી માલમ પડતુ હતુ

જોતજોતામા તે ટપકુ ઘણુ મોટુ થઇ ગયુ તેણે ગુલાબના ફુલનો આકાર ધારણ કર્યો થોડીવાર પછી તો બારલે ચમક્યો એ ઉડતા કાળા ગુલાબ ઉપર એક મનોહર અદ્ભુત સ્વરૂપવતી સુદરી બેઠી હતી તેનો ચહેરો રોઝાના મુખને ઘણોજ મળતો આવતો હતો

એક, બે, ત્રણ, ચાર—એમ ગણતા પૂરા પચ્ચીશ પણ ગણી ન રહે એટલા વખતમા તો તે વિમાનગામી સુદરી બારલેની નજીક આવી પહોચી જરાક વાર ત્યા વિમાન થોભાવી તેણે બારલેના તરફ જોઇ નેત્ર-કટાક્ષ કર્યો. પછી તરતજ વિમાન પાછુ ચાલૂ કર્યું બારલે ગભરાયો. રોઝા એના કાળા ગુલાબ પર બેસીને એની આખમા ધૂળ નાખી ચાલી જતી હતી ! એણે અત્યત ગુ ગળાયલે સાદે બૂમ પાડી–

"રોઝા ! ઓ રોઝા ! મને સાથે લેતી જા "

ને તરતજ એ ચમકીને જાગી ઉઠયો જૂએ છે તો રોઝા, ખરેખરી રોઝા, એના દરવાજાના જાળીયા પાસે ઉભી હતી જેવી બારલેની તેના પર નજર પડી તેવીજ તે પગથીઆ ઉતરીને ચાલી ગઇ બારલે એકદમ ઉઠીને

દરવાજા આગળ આવ્યો જૂએ છે તો રાતના પોતે ભેર-વેલી ચિઠ્ઠી અત્યારે તેની જગાએ ન હતી બારસેને ખાત્રી થઇ કે રોઝા જાતે આવીને ચિઠ્ઠી લઇ ગઇ

વાત સાચી હતી રોઝા ક્યારની આવીને ચિઠ્ઠી વાચીને દરવાજા આગળ ઉભી હતી તે આવી પછીજ બારસેએ સ્વપ્ન સૃષ્ટિમા પ્રવેશ કર્યો હતો, એને જેટલો વખત સ્વપ્ન આવ્યુ તેટલો બધો વખત રોઝા જાળીયા-માથી એના પ્રત્યે મીટ માડીને જોઇ રહી હતી અને છેવટે, કોઇ આવી પહોચશે એવા ભયથી ચાલ્યા જવાની વખતે રોઝાએ જતા જતા "સ્ત્રીટ! સ્ત્રીટ!" કરીને અવાજ કર્યો ત્યારેજ બારસે પોતાના સ્વપ્નમાથી ચમકીને જાગી ઉઠ્યો હતો

આમ વિધુત પેઠે ઝબુકીને—અપૂર્ણ દર્શન દઇને—રોઝા નાશી ગઇ તેથી બારસેના હૃદયમા અત્યત ખળ-ભળાટ થવા લાગ્યો. પોતાની ચિઠ્ઠી લઇ ગઇ તે તેણુ વાચીજ હશે એમ જાણી એને આનદ પણ થયો, "ચિઠ્ઠીમા લખેલા શબ્દોથી જરૂર રોઝાનુ સમાધાન થશે ..ને તેથી આજે સાજે તો તે અહી આવવીજ જોઇએ " એમ તેણે મન સાથે ગાઠ વાળી

આશામા ને આશામા બારસેએ દિવસના કલાકો તો આનદથી વીતાડી દીધા ને સાજે દરવાજા પાસે જઇ ડોકીયા કરવા લાગ્યો

બારસેની આશા નિષ્ફળ ન ગઇ થોડીવારમાજ

રોઝા ત્યાં આવી પહોચી તેને જોતાંવારજ બારસે બોલી ઉઠયો—" રોઝા ! રોઝા ! "

રોઝાએ બારસેના પ્રત્યે જોયું જોયું—ને ચમકી સવારે તો એણે દૂરથીજ તેને ખાટલા પર સૂતેલો જોયો હતો એટલે છેલ્લા ચાર દિવસમાં તે કેટલો બધો સુકાઇ ગયો હતો, તેનું મુખ કેટલું બધું કરમાઇ ગયું હતું તેનો એને કશો ખ્યાલ આવ્યો ન હતો અત્યારે તેને પણોજ પાસે આવેલો જોયો ત્યારેજ રોઝાની ખાત્રી થઇ કે બાપુજીએ કહેલા શબ્દોમાં જરાયે અતિશયોક્તિ ન હતી ' બે દહાડે, ચાર દહાડે પણ જવા ' જેવુંજ બારસેનું શરીર થઇ ગયું હતું તે જોઇને રોઝાનું મુખ ફીકું પડી ગયું ' તેના ગુલાબી ગાલ પરની રતાશ ઉડી ગઇ

" બારસે, તમે માંદા છો ? તેણે મંદ સ્વરે પૂછ્યું.

" કોણ જાણે

" બાપુજીએ કાલેજ કહ્યું કે તમે ખાવા-પીવાનું છોડી દીધું છે, ને આખો દિવસ પથારીમાં પડી રહો છો ! '

" ખરી વાત છે "

" તમારૂં શરીર લેવાઇ ગયું છે "

" હશે " બારસે નિરાશાપૂર્ણ સ્વરે બોલ્યો

" એમ કેમ બોલો છો ? " રોઝાએ તેના બોલવાની ઢબ પ્રત્યે આશ્ચર્ય પામતાં પૂછ્યું

" ત્યારે કેમ બોલું ? "

" તમને ઘણું દુ ખ થાય છે ? "

" પણ તેમા તારે ચિ તા કરવાની શી જરૂર છે ? રોઝા ! "

" મારાથી બની શકે તેટલુ તમારૂ દુ ખ મટાડવાનેજ હુ આવી છુ "

" રોઝાથી મારૂ દુ ખ મટે એમ નથી એ તો કાળા ગુલાબની માતાથીજ મટી શકશે "

રોઝા મહાત થઈ બારલેએ પોતાની ચિઠ્ઠીના જવાબમા પણ એમજ લખ્યુ હતુ કાળુ ગુલાબ પોતાના પ્રેમનુ ભાગીદાર ન હતુ એ તો પોતાનુજ બાળક હતુ બારલેએ પોતાને ગુલાબની માતાને સ્થાને ગોઠવી હતી હવે ગુલાબના છોડને હરિફ ભાવથી નહિ, પણ પોતાના ઓરસ સતાનના ભાવથી નિહાળીને તેને અત્યત પ્રેમથી પોષ્યા અને ઉછેર્યા વગર રોઝાનો છૂટકો ન હતો હવે બારલે કાળા ગુલાબને ગમે તેવા અગાધ પ્રેમથી ચ્હાય તોયે એનાથી કાઇ બોલી શકાય એમ ન હતુ કાળા ગુલાબના પુષ્પ સાથે અદ્વૈત સાધવાની તેણે રોઝાને ફરજ પાડી હતી

એ શરમાઇ નીચુ જોઇ બોલી—" બારલે, મને માફ કરો, મે ભૂલ કરી "

બારલેને આટલા શબ્દોથી ઘણોજ સતોષ થયો તેણે અત્યત કોમળતાથી રોઝાનો હાથ, લોખડના ગજીઆ વચ્ચેથી જેટલો પોતાની પાસે આવી શકે એટલો ખેંચ્યો,

અને પોતાના બન્ને હાથ વચ્ચે તેને દબાવી, ચુમ્બન કરી કહ્યુ

" ગાંડી ! અદેખી રોઝા ! હવેથી જાણ કે ' રોઝ ' ( rose = ગુલાબ ) ને ' રોઝા ' તે એકજ ! કાળુ ગુલાબ આપણા બેયનુ બાળક ! "

રોઝા કાંઈ બોલી નહિ તે નીચુ જોઇ રહી એની આંખોમા હર્ષના આંસુ આવ્યા હતા અને મુખ ઉપર આછુ સ્મિત ફરકી રહ્યુ હતુ પોતાના પ્રિયતમ સાથે થયેલા સમાધાનથી ઉદ્દભવેલો આનંદ પ્રદર્શિત કરવાને એને શબ્દો નહિજ જડયા

ત્યાર પછી આ બન્ને પ્રણયીઓનુ ગાડુ પાછુ ચીલે ચઢી ગયુ પહેલાની પેઠે બન્ને જણા રોજ મળવા લાગ્યા અને કાળા ગુલાબની, તેમજ જેમા પ્રેમી જનોનેજ આનંદ પડે એવા બધાયે ક્ષુદ્ર વિષયોની વાતો કરવા લાગ્યા

---

## પ્રકરણ ૨૦ મું.

### આયઝેકની અક્કલ.

આ બધો સમય દરમ્યાન આયઝ્કસનો પરોણો જેકબ શુ કર્યા કરતો હતો તે હવે તપાસીએ

ચતુર વાચક સમજી તો ગયોજ હશે કે જેકબનુ નામ ધારણ કરીને આયઝ્કસની સાથે દોસ્તી બાંધનાર તે

બીજો કોઇ નહિ પણ આપણો જૂનો મિત્ર આયઝેક બોહ્‌ટેલજ હતો પોતાના મૂળ નામે પ્રગટ થવા કરતા બીજુ નામ ધારણ કરીને કામ લેવાથીજ વધારે સફળતા મળશે એવી આશાથી તેણે નામ બદલ્યું હતુ .

આયફ્રસને ત્યા આવીને એણે કેદી બારલેને વિષે અત્યત સાવચેતીથી પૂછપરછ કરવા માડી એનો ઉદ્દેશ કોઇને માલમ પડી જવો ન જોઇએ જો તે કોઇને માલમ પડી જાય તો તે કાળા ગુલાબને હાથ કરવામા એનો હરિફ બને એમા કાંઇ શક ન હતો કાળા ગુલાબના મૂળીયા હજુ બારલેની પાસેજ હોવા જોઇએ એમ એને ખાત્રી હતી

એક દિવસ આયફ્રસ ડોસાએ એને પેલી ઠીબ ભાગી નાખ્યા વિષે વાત કરી ત્યારથીજ આયઝેક ચમક્યો " ઓહો ! બારલેએ કોટડીમાજ કાળુ ગુલાબ ઉગાડવા માડ્યુ કે શુ ? મારે એના ઉપર બરાબર ચોકી રાખવી પડશે. "

બે ત્રણ વાર આયઝેકને એમ વિચાર આવ્યો કે આયફ્રસની સાથે ઇનામમા ભાગ કરીને બારલે કને બીજા બે મૂળીયા છે તે ખૂચવી લઉ પરતુ તેમ કરવાથી કારજ સરે એવી ખાત્રી ન હતી કદાચ આયફ્રસ સાથે સોદો ન થયો તો ? કદાચ પોતાને હાથે કાળુ ગુલાબ બરાબર ન ઉગ્યુ તો ? કદાચ આયફ્રસને પોતાને આખુ ઇનામ લેવાનો લોભ થયો તો ? આયઝેકને તે ખ્યાલ

તરતજ પડતો મૂકવો પડયો

એણે બારશેની કોટડી પર સતત ચોકી રાખવા માંડી દિવસમા પાચ સાત વખત, અને રાત્રે પણ કોઇ કોઇ વાર એ બારશેની કોટડી આગળથી પસાર થવા લાગ્યો. એક દિવસ અચાનક એણે રોઝાને બારશેની કોટડીના જાળીઆ આગળ ઉભેલી જોઇ

એને વહેમ પડયો

તે દિવસથી એણે રોઝાની બધી હિલચાલ ઉપર બારીકાઇથી ધ્યાન આપવા માડયુ તેમ કરતા તેને માલમ પડયુ કે રોજ સાજે અધારૂ થયા પછી રોઝા બારશેને મળવા જાય છે તેણે રોજ રોઝાની પાછળ પાછળ જવા માડયુ ગ્રાયફ્સ ડોસો દારૂની ઘેનમા ઉંઘવા પડતો, તેની સાથે આયઝેક પણ ઉંઘવાનો ઢોંગ કરી પડતો અને જેવી રોઝા ફાનસ લઇને નીકળી પડતી, તેવોજ એ પણ–બૂટ પહેર્યા વગર–તેની પાછળ નીકળી પડતો એક બે વાર તો તે એટલો બધો રોઝાની પાસે જઇ પહોચ્યો હતો કે તેની અને બારશેની વચ્ચે ચાલેલા વાતચિતના ઘણા શબ્દો એ સાભળી શકયો તે ઉપરથી આયઝેક એટલુ તો સમજી શકયો હતો કે બારશેએ કાળા ગુલાબનુ બીજુ મૂળીયુ રોઝાને ઉગાડવા આપ્યુ હતુ અને તેને તે બારશેની સૂચના પ્રમાણે પોતાના ઓરડામા ઉગાડતી હતી

એવી રીતે રોઝાની પૂઠે પૂઠે પાછો ફરતા આયઝેક એક રાત્રે પકડાયો રોઝાએ તેને જોઇ લીધો હતો તે

વાત વાચક જાણે છેજ

ત્યાર પછી થોડા દિવસ આયઝેકે સાવચેતીને ખાતર રોઝાની પૂઠ લેવાનુ બધ કર્યું એને રોઝાના ઓરડામા પ્રવેશ કરીને કાળા ગુલાબનો છોડ ઉગતો જોવાની તીવ્ર ઇચ્છા થઇ હતી તેને માટે એ ઘણુાજ ફાફા મારી રહ્યો હતો પરતુ હજુ સુધી કોઇ રીતે લાગ મળ્યો ન હતો. રોઝા હમેશા જ્યારે જ્યારે બહાર નીકળતી, ત્યારે ત્યારે ઓરડાને તાળુ લગાડીનેજ જતી રોઝાની હાજરીમા તેના ઓરડામા પ્રવેશ કરવાનુ એને કઇ વાજબી પ્રયોજન ન હતુ આયફ્સ જાતે પણ કદિ રોઝાના ખડમા જતો નહિ આયઝેકે રોઝાની સાથે સબધ વધારવાને પ્રયત્ન તો ખૂબ કર્યો હતો પરતુ રોઝાએ તેને કશી દાદ આપી ન હતી માત્ર બે વાર ટેબલ પર પીરસતી વખત સિવાય તે ભાગ્યેજ બીજી કોઇ વાર એના પ્રસગમા આવતી

અને રોઝાની ગેરહાજરીમા તેના ઓરડામા પ્રવેશ કરવા માટે એણે કયા તો તે ઓરડાનુ તાળુ તોડવુ જોઇએ, અથવા તો તે તાળાની ચાવી ચોરી લેવી જોઇએ

બેમાથી એકે કામ કરતા આયઝેક અચકાય તેવો ન હતો છતા સાવચેતીને ખાતર એણે ત્રીજોજ માર્ગ લીધો. એક દિવસ એ શહેરમા ગયો અને કોઇક સ્થળેથી દશ પદર જુની, નકામી ચાવીઓ લઇ આવ્યો. સાજે આયફ્સ ઉઘી ગયો અને રોઝા બારલેને મળવા ગઇ, તે

વખત દરમ્યાન એણે તે બધી ચાવીઓ તાળાને લગાડી જોઇ

બે ચાવીઓ તાળાના કાણામા બેઠી પરતુ તેમાની એક તો બીનકુલ ફરીજ નહિ, અને બીજી અડધો આટો ફરી અટકી ગઇ

હવે બાજા કોઇ માણુસ કે કારીગરની મદદ સિવાય ચાવીને કેવી રીતે લાગૂ કરવી ? આયઝેક પોતાની અક્કલને તાણુવા લાગ્યો દોઢ બે કલાક સુધી વિચાર કર્યા પછી તેને ઉપાય સુઝયો ખરો બીજે દિવસે તે થોડુક મીણુ લઇ આવ્યો અને તેને ચાવીના મોગરા પર ચોટાડયુ.

" હવે તાળામા જે કાઇ નડતુ હશે તે આ મીણુ પર દબાશે " એમ વિચાર કરી તેણે ચાવી તાળામા ભેરવી, ને ફેરવી તાળાની કળનો જે ભાગ મોગરાને નડતો હતો તેની છાપ મીણુ પર પડી

બીજે દિવસે આયઝેકે શહેરમા જઇને તે છાપવાળો ભાગ કાનસથી ઘસી કાઢયો અને સાઝે પુન તેનાથી તાળુ' ઉઘાડવાનો પ્રયત્ન કરી જોયો તે પણુ નિષ્ફળ ગયો. હજુ કઇક નડતર બાકી રહી ગઇ હતી

પરતુ બીજી વાર મીણુ ચોટાડી, છાપ લઇ, તેટલો ભાગ ઘસી નાખતા ચાવી તાળાને બરાબર લાગૂ થઇ ગઇ આયઝેકની બધી મહેનત સફળ થઈ તાળુ ઉઘડ્યુ અને આયઝેક ઓરડાની અદર પ્રવેશ કરી કાળા ગુલાબના કુડા આગળ જઇને ઉભો રહ્યો

અહા ! તે વખતે એના હૃદયમા કેટલો બધો આનદ

ઉછળી રહ્યો હતો !

બીજો કોઇ સામાન્ય ચોર હોત તો તે આજ વખતે ગુલાબનુ કુંડુ ઉઠાવીને ચાલતો થયો હોત. પરંતુ આયઝેક તેવું અવિચારી પગલુ ભરે એવો કાચો ન હતો હજુ તો છોડવા ઉપર એક નાની સરખી કળીજ બેઠેલી હતી તેણે વિચાર્યું કે અત્યારમાજ હુ આ કુંડુ ઉઠાવી જાઉ ને કદાચ મારે હાથે ફુલ બરાબર ન ખીલ્યુ તો?

બારલે જીવતો હતો અને તે રોઝાની દ્વારા જાતેજ કાળુ ગુલાબ ઉગાડતો હતો કોઇ ત્રાહિત માણસ કરતા કાળા ગુલાબના મૂળીયાનો માલિક જાતે ફુલ ઉગાડે તો તે સૌથી સારૂ ખીલે, એમા થોડોજ કાંઇ શક હતો? અને આયઝેકને મનમાથી તો ખાત્રીજ હતી કે મારા કરતા બારલેને ગુલાબના ફુલ પર વધારે કાબૂ છે તો પછી શા માટે આ કુંડુ ઉઠાવી લઇ જવામા ખોટી ઉતાવળ કરવી? હવે તો મારી પાસે રોઝાના ઓરડાની ચાવી છે કાળુ ગુલાબ ખીલશે, અથવા ખીલવાની અણી પર આવશે કે તરતજ હુ ગમે તે વખતે ચાવીથી તાળુ ઉઘાડીને કુંડુ લઇ ચાલતો થઇશ વળી હમણા કુંડુ ઉઠાવી જાઉ, ને કદાચ ફુલ ખીલતા સુધીમા પકડાઇ જવુ, તો મારી ફજેતીજ થશે મારી અત્યાર સુધી મેળવેલી કીર્તિ પર પાણી ફરશે ગુલાબનુ ફુલ બરાબર ખીલે એટલે અહીથી તેને ઉપાડીને હુ સીધો હારલેમ ચાલ્યો જઇશ. ત્યા બીલકુલ સમય ગુમાવ્યા વગર સોસાયટીના પ્રમુખને

મગીશ હું જે કહીશ તે બધુ જ તે માનશે કારણ કે એ હુશીઆર ફુલ-શોખીન તરીકે તે મને ઓળખે છે મારી પાછળ કદાચ રોઝા દોડતી આવી પહોચશે, પણ તેનુ કહું કોઈ માનવાનુ નથી રોઝાને થોડુ જ કઇ બાગબગીચાનુ જ્ઞાન છે ? એક-બે સવાલ પૂછીશ એટલામાજ એનુ પોગળ તો ફુટી જશે અને આ ગુલાબના માલિક તરીકે બાર તેને જાહેર કરવાની તો તેની હિમતજ ચાલવાની નથી દરેક જણુ પૂછશે કે કેદી તે વળી ફુલ ઉગાડતા હશે ?

આમ વિચાર કરીને આયઝેક તે ઓરડામાથી બહા નીકળ્યો અને પાછુ તાળું દઇ ખાટલામા પડી રોઝાન વાટ જોવા લાગ્યો તેમ કરતા કરતા કોણુ જાણે કયારે નિદ્રાવશ થઇ ગયો

બીજે દિવસ સાજે વાળુ કર્યા પછી રોઝા બારલે મળવા જાય તેની વાટ જોતો, આયઝેક ખાટલામા પડ ઉઘવાનો ઢોગ કરતો, નસ્કોરા બોલાવતો, કેટલો બધ વખત સૂઇ રહ્યા પરતુ તેની ધારણા પ્રમાણે રોઝા બહા નીકળીજ નહિ આયઝેકને ભય લાગ્યો કે રખેને ચેતી ગઇ હોય ! પોતાની ગેરહાજરીમા ઓરડો કોઇએ ઉઘાડયો હોય એવો વહેમ રોઝાને આવ્યો હોય તો કદાચ તે તાળુ બદલી નાખે—તેમ કરતા સુધીમા બીલકુ ઓરડો છોડી બહાર નીકળે નહિ—તો ? આયઝેકની બધ મહેનત—બધો પરિશ્રમ—વ્યર્થ જાય એ વિચારે તેનુ હૃદ કંપવા લાગ્યુ.

પરતુ તે દિવસે રોઝા બહાર નહિ નીકળવાનુ ખરૂં કારણ જૂદુજ હતુ વાચનાર તે જાણે છે જ



## પ્રકરણ ૨૧ મું.

### "કુંડું તો નથી!"

પાચ દિવસ સુધી પરિસ્થિતિ એ પ્રમાણેજ રહી. રોઝા ઓરડે તાળુ દઇને બીલકુલ બહાર નીકળીજ નહિ. તે બધો સમય આયઝેકના અ ત કરણમા ભારે ખળભળાટ ચાલૂજ રહ્યો

પરતુ જે દિવસે આયફ્સ ડોસાએ બારલેના 'બે દહાડે ચાર દહાડે જવા' વિષેની વાત કરી તે સાજે આયઝેકે રોઝાને, ઓરડે તાળુ દઇને બહાર જતી જોઇ હાઆઆઆશ! એને હૈયે ટાઢક વળી તેણે તરતજ ઉઠીને તાળુ તપાસ્યુ તે રોજનુ—મૂળ—તાળુજ હતુ અત્યત હર્ષથી ઉભરાતો તે તાળુ ઉઘાડી ઓરડામા પેઠો કાળુ ગુલાબ હજુ ત્યાજ હતુ તે કુડાની પાસે ગયો એક કળી અડધી ફ્રાટેલી હતી બીજીનો મ્હોર લાગ્યો હતો

"હવે બેત્રણ દિવસની વાર!" તે બબડયો—"અહા! કેવો કાળો મેશ જેવો રગ છે! દીકરો જબરો તો ખરો. મારાથી પાચ વરસે પણ આવુ ફુલ ઉગાડી ન શકાતે..."

બે દિવસ એમજ નીકળી ગયા.

× × × ×

કોટડીના જાળીઆ આગળ બે પ્રણયીઓ ધુસપુસ વાતો કરી રહ્યા હતા

" વહાલા બારલે, તમારૂ ગુલાબ ખીલ્યુ !"

બારલે હર્ષથી ઉછળ્યો તેની આખોમા અદ્દ્ભુત તેજ આવ્યુ

"હે ? ખરેખર ? રોઝા ! "

" ખરેખર "

" ઓ પ્રભુ ! " બારલેના મુખમાથી ઉદ્દગાર નીકળી પડયો —"આખરે મારૂ ગુલાબ ખીલ્યુ ! હાઆઆઆશ ! રોઝા ! બોલ બોલ, તેનો રગ કેવો છે ? '

" કાળો "

" વાદળ જેવો ? "

" ના ના તેથીયે કાળો "

" મેશ જેવો ? "

" હા મેશ જેવો કોયલની પાખ જેવો કાળામા કાળી વસ્તુ જેવો '

"બારલેના નેત્રો આનદથી નાચવા લાગ્યા

"ને તેમા બીજા કોઇ રગની છાટ પણ નથી ને ?" તેણે અત્યત આતુરતાથી પૂછ્યુ

" જરાયે નથી "

" ઓ ભગવાન ! " તેના મુખમાથી ઉદ્દગાર નીકળ્યો " આખરે તારી કૃપાથી કાળુ ગુલાબ જગતમા પહેલી વાર ઉગ્યુ ખરૂ ! .રોઝા, વિદ્વાન માણસોએ આ

દુનિયામા સાત આશ્ચર્યની વસ્તુઓ ગણાવી છે પણ આ કાળુ ગુલાબ ઉગાડીને તે આઠમી વસ્તુ ઉપજાવી છે..."

"એ ?" રોઝા આશ્ચર્યથી બોલી

"હાસ્તો" બારલે તેનો હાથ પકડી બોલ્યો—"તે જ મારી રોઝાએજ" એમ બોલતા તેણે તે હાથ પર ચુબન કર્યું

"જાઓ જાઓ તમે મારી મશ્કરી કરો છો મેં એમા શુ કર્યું છે ? કાળુ ગુલાબ તો તમે ઉગાડ્યુ છે, તમેજ "

"રોઝા, તારા વગર હુ એકલો શું કરવાનો હતો ?"

" પણ તમે ન હોત તો હુ કાળા ગુલાબનો વિચાર સરખોયે કરતે ખરી કે ?" રોઝા હર્ષના અતિરેકથી પોતાના ચચળ નેત્રો નચાવતી બોલી—" હવે કબુલ કરો કે દુનિયાના આઠમા 'આશ્ચર્ય' રૂપ કાળુ ગુલાબ તમેજ ઉગાડ્યુ "

" ના એ તો તેજ ઉગાડયું " બારલે તેને ખીલવવાના વિચારથી જીદ્દ કરી બોલ્યો.

" જુઠ્ઠા ! લુચ્ચા ! મારે માથે ખોટુ આળ ચઢાવો છો ?" એમ કહી રોઝાએ જાળીઆમાથી હાથ ઘણો લબાવી બારલેના ખભા પર એક થાપટ મારી બારલેએ તે હાથ યુક્તિથી પકડી લઇ, જાળીઆની ઘણે પાસે આવી ગએલા રોઝાના ગાલ પર ચુબન કરી દીધુ તેમ કરતા દરવાજો જરા ખખડ્યો.

"એમ શુ કરો છો ?" રોઝા શરમાઇને નીચુ જોતા બોલી.—"આવા ખખડાટથી કોઇ જાગી ઉઠશે"

'કોઇ જાગી ઉઠશે' એ શબ્દો સાભળીને બારલેને જેકબ યાદ આવ્યો તેણે તરતજ પૂછ્યુ

"રોઝા, જેકબ શુ કરે છે ?"

"એએએ રહ્યો, ખાટલામા પડ્યો પડ્યો ઘોરે હુ આવી ત્યારે તો એના નસ્કોરાથી જાણે છાપરાના નળીઆ ઉછળતા હતા"

બારલે હસ્યો પણ પછી તરતજ ગભીર અને ઉદાસીન થતો દેખાયો

"કેમ તમારૂ મ્હો ઉતરી ગયુ ?" રોઝાએ તેની મનોવૃત્તિ સમજી જઇને પૂછ્યુ

"રોઝા, કાળુ ગુલાબ મારૂ બાળક, તે–મારી રોઝાએ–તેને ઉછેરી ખીલવ્યુ, છતા હુજ તેને એકવાર પણ જોઈ શકતો નથી–તેના દર્શન કરીને મારૂ અતર ઠારી શકતો નથી–એ કેવી દુખદ વાત છે !"

રોઝા પણ શોકાતુર બની

"વહાલા બારલે, તમારા અનેક દિવસોના પરિશ્રમના પરિપાક રૂપ કાળુ ગુલાબ આજે મારા હાથ નીચે રહ્યુ છે, છતા હુ તમને તે બતાવી શકતી નથી એ જાણીને મને પણ અત્યત દુખ થાય છે પણ શુ કરૂ ? મારૂ ચાલે તો હુ બાપુજીનો ચાવીઓનો ઝૂમખો છાનામાના લઇ આવીને તેમને છૂટા કરી મારા ઓરડામા તેડી જાઉ પણ—"

" ના રોઝા, ના " બારલે તેને આગળ બોલતી અટકાવીને બોલ્યો —" ચાવીઓનો ઝૂમખો ચોરવો પડે. હુ તને ચોરી કરવા નહિ દઉ "

" ત્યારે તમે કહો તો એ ખીલેલુ ગુલાબ તેની ડાળ પરથી તોડી લાવુ . "

" ના ના ના ના —" બારલે એકદમ અધિરાઇથી બોલી ઉઠયો —" તુ ભૂલેચૂકે પણુ એવુ રખે કરતી "

" પરતુ છોડ પર બીજી કળીઓ બેઠેલી છે તે ખીલશે ને ? "

" રોઝા, તને ખબર નથી, કે આ છોડ પર પહેલી કળીના જેવી બીજી એક પણુ કળી ખીલશે નહિ "

" ત્યારે તો... તમે કહો તેમ કરૂ "

" રોઝા, કુડુ આખુ અહીં લવાય એમ નથી ? "

" આખુ કુડુ મારાથી ઉચકીને અહી લવાય એમ નથી બહુ મોટુ છે કદાચ તેમ કરવા જતા બાપુજી અથવા જેકબ જાગી ઉઠે "

" કોઇ જાગી ઉઠે તે તો ખોટુ " એમ કહી બારલે બીજો કોઈ ઉપાય શોધી કહાડવા માટે બુદ્ધિને કસવા લાગ્યો થોડી વારમાંજ એને કઇક વિચાર આવ્યો તેથી આશાવત બનીને બોલ્યો —

" રોઝા, તું આમ કર કુડામાથી છોડને મૂળીઆ સહિત થોડીક મટોડી સાથે ઉખેડી લાવ. એકવાર હુ જોઇ લઉ પછી તુ તેને પાછો લઇ જઇને જેમ હતો તેમ

દાટી દેજે. "

"તેમ કરતા છોડ ચુથાશે નહિ ?"

બારલે થોડીવાર વિચાર કરીને બોલ્યો—" ના. સાચવીને ઉખેડશે તો નહિ ચુ થાય '

પરતુ તેના બોલવાની ઢબ પરથીજ રોઝા સમજી ગઇ કે બારલેના અતરમા કાળુ ગુલાબ જોવાની ધગશ જ એને આ પ્રમાણે બોલાવતી હતી કદાચ એકવાર ઉખાડેલો છોડ ફરી દાટતા પહેલાના જેવો નહિ ખીલે, તો? શા માટે એ જોખમ ખેડવુ ? પોતાના પ્રિયતમની આકાક્ષા તૃપ્ત કરવા માટે રોઝાએ, પોતાનામા આખુ કુડુ ઉચકવા પૂરતી શકિત ન હતી છતા, અત્યત પરિશ્રમ વેઠીને પણ તેમ કરવાનો નિશ્ચય કર્યો " મારાથી આખે રસ્તે ઉચકાશે નહિ તો એકાદ બે વાર જમીન પર મૂકી થાક લઇશ " એમ તેણે મન સાથે નક્કી કર્યું. અને બારલેને કહી પોતાના ઓરડા તરફ ચાલી નીકળી

એના ગયા પછી બારલે સેકન્ડો અને મિનિટો ગણવા લાગ્યો.

અહાહા ! થોડીજ મિનિટ પછી, દુનિયામા આજ સુધી અસભવિત મનાયલુ, હારલેમ સોસાઇટીના ત્રણ લાખ ગીલ્ડરનુ હકદાર, કુદરતના નવિન અવતારરૂપ કાળુ ગુલાબ એની નજરે પડવાનુ હતુ ! એ પોતે તેની ઉત્પત્તિમા કારણભૂત-સાધન-હતો ( ઉત્પન્ન કરનાર તો પરમ કૃપાળુ પરમેશ્વરજ હતો, એમ તે શ્રદ્ધાપૂર્ણ ભાવે માનતો હતો. )

પછી એને આનંદનો અવધિ કેમ ન થાય ? એનું હૃદય જોરથી ધબકવા લાગ્યું શરીરે રોમાંચ થવા લાગ્યો

બે–ચાર–પાંચ મિનિટ એવી દશામાં ગઇ ન હશે એટલામાંજ બારલેએ કોઇકના દોડતા પગલાનો અવાજ સાંભળ્યો તરતજ રોઝા હાફતી હાફતી ત્યાં આવી પહોંચી, અને પૂરો શ્વાસ પણ લેવાને થોભ્યા વગર બોલી

"ઓ ! બારલે, બારલે, કુંડું તો નથી ."

" હે ? શું ? શું ? "

બારલેનું આખું અંગ થરથરી ઉઠયું



## પ્રકરણ ૨૨ મું.

### હિપ, હિપ, હુર્રે !

પણ રોઝા શોધતી હતી તે કાળા ગુલાબનું કુંડું તો હેગથી હારલેમ જવાની સડક પર દોડતી શીઘ્રામમાં ઠંડીને લીધે ગરમ કપડા વડે પોતાનું અડધું મ્હો પણ ઢાંકી બેઠેલા, નરવીરની સામેની બેઠક પર ગોઠવાઇને મુસાફરી કરતું હતું

વાંચકે એ નરવીરને ઓળખ્યો હશે તે આયઝેક બોક્ષ્ટેલજ હતો

જ્યારે આયઝેક હારલેમને પાદરે આવી પહોંચ્યો ત્યારે પ્હો ફાટીને ભળસ્કું થયું હતું તેણે દરવાજે ગાડી

ઉભી રખાવી ત્યા આગળ કેટલાક કુભારોના ઘર હતાં. ત્યાથી તેણે એક સારૂ મોટુ કુડુ વેચાતુ લીધુ અને કાળા ગુલાબનુ જૂનુ કુડુ ભાગી નાખી, તેને નવા કુડામા ગોઠવી, જાણે તે છોડ ઘણા દિવસથી તેજ કુડામા ઉગતો હોય તેવો દેખાવ કરી તેણે હોર્ટીકલ્ચર સોસાયટીના પ્રમુખ અને હારલેમ શહેરના નગરશેઠ મિ હેન્રી હેરીસનના ઘર તરફ ગાડી હકારાવી

તે વખતે સાડા સાત વાગી ગયા હતા હારલેમ શહેરના રસ્તાઓ પર માણસોનો અવરજવર ચાલૂ થઇ ગયો હતો

બે માણસ ચાલ્યા જતા હતા આયઝેકની ગાડી તેમની આગળથી પસાર થઇ તે વખતે એકની નજર કાળા ગુલાબ પર પડી

"અલ્યા, જો જો પેલુ કાળુ ગુલાબ !" તેણે બીજાને ઉદ્દેશીને કહ્યુ

"ક્યા છે ?' તેણે આતુરતાથી આમતેમ જોતા પૂછ્યુ

પેલાએ બતાવ્યુ તે જોઇને બંને જણા પાછા ફર્યા. ગાડીની પાછળ ઉતાવળે જવા લાગ્યા દરમ્યાન 'કાળુ ગુલાબ'નુ નામ સાભળીને આસપાસ વસતા લોકોમાથી કેટલાક "શુ છે ? શુ છે ? ક્યા છે ? ક્યા છે ?" એમ બોલતા ઓટલે અને બારીએ આવી પહેચ્યા કેટલાકને પેલાઓએ ગાડીમાનુ ફુલ બતાવ્યુ તેઓ ઉત્સુકતાથી ગાડીની પાછળ

દોડવા લાગ્યા આયઝેકે શીગ્રામના ચારે તરફના પડદા ઢાકી દીધા છતા લોકોએ તો તેની પાછળ દોડવાનુ ચાલુજ રાખ્યુ ગાડી જેમ જેમ આગળ જતી ગઇ, તેમ તેમ તેની પાછળનુ ટોળુ મોટુ થતુ ગયુ

એવો હારલેમના લોકોને કાળા ગુલાબનો અને વનસ્પતિ શાસ્ત્રનો શોખ હતો !

વીશેક મિનિટમા આયઝેકની ગાડી પ્રમુખસાહેબના મકાન આગળ આવી પહોચી તે વખતે સાડા આઠ વાગ્યા હતા નગરશેઠ પોતાના પ્રાત કર્મથી પરવારી, ન્હાઈ ધોઇ ઓફીસમા આવી બેઠા હતા તેમનુ મકાન ઘણુ જ વિશાળ અને ભવ્ય હતુ અને તેનાજ એક ભાગમા તેમણે પોતાની ઓફીસ રાખી હતી તે જાતે ધનાઢ્ય જાગીરદાર હોવાથી તેમની ઓફીસમા જુદી જુદી જાગીરોના હિસાબકીતાબ રાખવાને ઘણા કારકુનો બેસતા અસ્તુ.

પોતાના બારણા આગળ આ મોટુ સરઘસ આવી પહોચેલુ જોઇને હેરીસન સાહેબ ચમકયા બહાર આવીને જૂએ છે તો ગાડીની અદર ગુલાબના છોડનુ કુડુ ગોઠવેલુ માલમ પડયુ તે જોતાજ તેમના મુખમાથી ઉદ્દગાર નીકળી પડયા

"ઓહો ! કાળુ ગુલાબ ! આવી પહોચ્યુ ?

લોકોએ પણ તેમને જોઇને આનદથી કીકીયારી પાડી

"કાળા ગુલાબની જેએએએએ . ? હિપ, હિપ, હુરરે ! કાળા ગુલાબની હુરરે ! ......... .."

આ બધા પોકારો વચ્ચે આનન્દથી મલકાતો અને અભિમાનથી ફુલાતો આયઝેક ગાડીમાંથી નીચે ઉતર્યો હેરીસન સાહેબ પ્રત્યે જોઇ તેણે ટોપી ઉતારી નમન કર્યું, અને તેમની પાસે ગયો

પ્રમુખ સાહેબે તેની સાથે હસીને કહ્યુ —"con-gratulations!" (શાબાશ છે! શાબાશ!) એમ કહી તેમણે શેકહેન્ડ કરવા માટે આયઝેક તરફ હાથ લબાવ્યો

તેની સાથે શેકહેન્ડ કરતા આયઝેક હસીને બોલ્યો- "આપે જાહેર કરેલા ત્રણ લાખ ગીંડરના ઇનામ માટે હુ ઉમેદવાર છુ"

"સૌથી વહેલા-પહેલવહેલાજ-આવી પહોચવા માટે હુ તમને ધન્યવાદ આપુ છુ હજુ સુધી બીજો કોઇ પણ ઉમેદવાર આવ્યો નથી"

"તેમા આશ્ચર્ય જેવુ કશુ નથી આપ જાણતાજ હશો કે કાળુ ગુલાબ ઉગાડવુ, કે બીજુ કોઈ પણ નવુ ફુલ ઉગાડવુ સહેલુ નથી" જાણે પોતે કેવોક પરિશ્રમ વેઠીને અને મહાન જ્ઞાનભડાર ખરચીને આ કાળુ ગુલાબ તૈયાર કર્યું હોય ને તેવો આડબર કરીને આયઝેક બોલ્યો.

"તમારુ મુબારક નામ શુ?"

"ડોરટગામવાસી, આયઝેક બોક્ષ્ટેલ"

"ઠીક મિ૦ આયઝેક, મારી હોર્ટીકલ્ચર સોસાયટી તરફથી હુ તમને આવકાર આપુ છુ તમે જે કાળુ ગુલાબ આણ્યુ છે તે મારી નજરે તો બહુજ સુદર અને

બધી રીતે માગેલી શરતો મુજબનુ છે એમ લાગે છે, છતા સોસાયટીને તે બારીક પરીક્ષા કરવી પડશે જ્યારે બધા સભ્યોની ખાત્રી થશે કે આ માગેલી શરતો મુજબનુ મૌલિક કાળુ ગુલાબ છે ત્યારેજ તેઓ ઇનામનો યોગ્ય નિકાલ કરશે. તેને માટે મારે આજેજ સાંજે એક જનરલ સભા બોલાવવી પડશે ત્યા સુધી તમે નિશ્ચિત-પણે અહીં રહો "

એમ કહી તેમણે પોતાના એક નોકરને આયઝેક માટે ઉતારાનો બંદોબસ્ત કરવાની આજ્ઞા આપી પછી લોકોના ટોળા પ્રત્યે જોઇને કહ્યુ

" ભાઇઓ, કાળા ગુલાબ માટે આટલો બધો પ્રેમ ધરીને તમે બધા અત્યંત ઉત્સાહપૂર્વક મિ આયઝેકની સાથે આટલે સુધી આવ્યા છો, તે માટે હુ તમારો બધાનો આભાર માનુ છુ કાળા ગુલાબ વિષેની તમારી ઉત્સુકતા અને ચિંતા શાંત થવાનો સમય નજીક આવી પહોચ્યો છે, એમ મને લાગે છે, પણ આજે સાંજે સભા મળશે તેમા જે કાઇ નક્કી થશે તેના ઉપર બધો આધાર છે જો આ મનોહર કાળુ ગુલાબ સોસાયટીના સભ્યોની પરીક્ષામા બધી રીતે સફળ થશે તો આવતી કાલે એક જાહેર સભા બોલાવવામા આવશે તેમા ત્રણ લાખ ગીલ્ડ-રનું જાહેર થયેલુ ઇનામ આ સદ્ગૃહસ્થને ભારે સન્માન પૂર્વક ઇનાયત કરવામા આવશે. આપ સર્વ તે સભામા હાજર થઇ સોસાયટીના કાર્યમાં સહાયભૂત થશો એવી

મારી પ્રાર્થના છે"

આ સાભળીને ભેગા મળેલા લોકોએ આનદથી સંમતિ દર્શક ઉદ્‌ગારો કાઢયા તેમણે ફરીવાર કાળા ગુલાબને માટે, મી૦ આઇઝેકને માટે, પ્રમુખ સાહેબને માટે અને તેની સોસાયટીને માટે, થ્રીચીયર્સ–હિપ હિપ હુરરા બોલાવ્યા, અને પછી વિવિધ પ્રકારની વાતો કરતા ધીમે ધીમે વિખરાઇ ગયા



## પ્રકરણ ૨૩ મું.

### બાસ્લેનો ઉન્માદ.

વાચનાર !

"કુકુ તો નથી," એવા રોઝાના શબ્દો સાભળીને બાસ્લેના મનની કેવી સ્થિતિ થઇ હશે તેની કલ્પના તુ જાતેજ કરી લેજે તે સમયની એની દુખપીડિત મનોદશાનુ કલ્પચિત્ર દોરવાનુ સામર્થ્ય આ લેખિનીમા નથી

લગભગ અડધી મિનિટ સુધી તે શોકાવેગને લીધે મૌનજ રહ્યો પછી–

"શુ ? શુ ? રોઝા, તુ શુ કહે છે ?" તેણે મહા પ્રયાસે પોતાના ઉડી ગયેલા ચેતનને એકત્ર કરી પૂછ્યુ.

"કુકું તો નથી... આખા ઓરડામા નથી,"

રોઝા ગભરાટથી થડકતા સાદે તૂટક તૂટક બોલી

"ક્યા ગયુ ?" બારલે હજુ માનતો ન હોય તેવી ઢબે બોલ્યો

"કોઇ ચોરી ગયુ લાગે છે બારલે, હુ ગઇ ત્યારે ઓરડાનુ બારણુ ઉઘાડુ હતુ અને અત્યારે ઘરમા જેકબ નથી.. ." રોઝા બોલી

"જેકબ નથી? હાય! ત્યારે તો જેકબજ ચોરી ગયો! હાય! ઓ! મારૂ ગુલાબ! હાય! ઓ ઓ! મારૂ ગુલાબ! મારુ અમૂલ્ય કાળુ ગુલાબ લાવ!" બારલે ફાટી આખે ગમે તેમ બરાડવા લાગ્યો "જેકબ! હરામ-ખોર! લુચ્ચા! ચોર! .પકડો, પકડો ઓ ઓ ઓ ... જેકબ મારુ ગુલાબ ચોરી જાય છે!" -

પોતાની અનેક દિવસોની આશા અને મહત્વાકાક્ષા આમ અચાનક નષ્ટ થવાથી બારલેને ગાડપણુ આવ્યુ. હતુ પોતે જેલમા પડેલો છે એ વાત ભુલી જઇને તે મોટે સાદે ગમે તેમ બબડવા લાગ્યો રોઝા તેને રોકવા પ્રયત્ન કરવા લાગી

"બારલે, વહાલા બારલે, તમે શાત થાઓ" એમ કહેતા રોઝાએ તેનો હાથ પકડયો

પણુ બારલેના ચિત્તની વ્યગ્રતા વધતી જતી હતી. તે પહેલા કરતાયે વધારે ઘાંટા પાડીને બોલ્યો—"કેમ શાત થાઉ? મારૂ ગુલાબ! અનેક દિવસોના પરિશ્રમ! રાત્રિઓના જાગરણુ! મારૂ કાળુ ગુલાબ! ઓ ઓ..."

રોઝા ! મારૂ વહાલું ગુલાબ ! લાવ, ગમે ત્યાંથી લાવ. આબ્દ્દસ ! આબ્દુસ ! જેકબને પકડો "

થોડી વારમા બારલેને તમ્મર આવવા લાગ્યા તેનુ મગજ ભમવા લાગ્યુ નેત્રો બધ થઇ ગયા અને સમતોલપણુ ન રહેવાથી તેનુ શરીર એક બાજુ ઢળી પડ્યુ. રોઝાએ બારલેનો એક હાથ જાળીયાની બહારથી પકડ્યો હતો, તે ખેચાયો પરન્તુ બારલેના ઢળી પડતા અચેત શરીરનુ વજન તેનાથી ઝીલી શકાયુ નહિ તેને હાથ છોડી દેવો પડયો તેમ કરતા કરતાયે દરવાજો ખખડયો, અને બારલેનુ શરીર જમીન પર પડવાથી ધબાકો થયો

રોઝાના હૃદયમા ચીરાડો પડયો એનો પ્રિયતમ અત્યારે એની નજર સામે દુ ખથી બેભાન થઇને પડયો હતો, છતા એ તેનો સ્પર્શ સરખોયે કરી શકે એમ ન હતુ એની અને બારલેની વચ્ચે ત્રણ ચાર ફુટનુ જ અતર હતું છતા તે ક્ષુદ્ર અતર ટાળવાનો પણ કોઇ ઉપાય એની પાસે ન હતો હાય ! આ સ્થિતિ કેમ સહન થાય ? કોટડીનો તે લોખડી દરવાજો અત્યારે રોઝાને જેવો સાલ્યો તેવો આગળ કદિ સાલ્યો ન હતો. પોતાના હૃદય-પૂજિત પ્રિયજનની સુશ્રૂષા આવે સમયે પણ તે કરી શકતી ન હતી તેથી તેનુ હૃદય વિધાઇ જતુ હતુ

પરતુ એ સ્થિતિ ઝાઝો વખત રહી નહિ. કોણ જાણે કેમ ?—પણ જે આબ્દસ રોજ ઉધતો હોય

ત્યારે એના વાસા પર ઢોલ વગાડો તોયે ન જાગે, તે આજે માત્ર દરવાજાના ખખડાટથી જાગી ઉઠીને હાથમાં ફાનસ લઇને તે ખખડાટના કારણની તપાસ કરવા માટે આવી પહોંચ્યો હતો. રોજ એ જાતે જેલના દરવાજા-ઓને તાળા લગાડતો હોવાથી પોતાના ઘરના બારણા બંધ કરવા વિષે ઝાઝીચટ રાખતો ન હતો. એટલે તે બારણા ખુલ્લા પડેલા જોઇને એને કંઇ આશ્ચર્ય થયુ ન હતુ.

રોઝા ગભરાટમા 'હવે શુ કરવુ' તેની સમજ ન પડ-વાથી આમતેમ ફાંફા મારતી હતી તેણે ડોસાને આવતો જોયો જોતા વારજ પોતે બોલી ઉઠી

" કોઓઓઓણ ? બાપુજી ? "

" હા રોઝા ? તુ ? અત્યારે અહી ક્યાંથી ? "

પિતાના પ્રશ્નનો ઉત્તર ન આપતા રોઝા ઉતાવળે ઉતાવળે બોલી —" અરે બાપુજી, આ જુઓ તો ખરા તમારા ડાકટર બેભાન થઇને પડ્યા છે, "

" હે ? શુ થયુ છે એને ? "

" કોણ જાણે, જૂઓ તો ખરા "

આયફ્સ ડોસો બધીયે કોટડીઓની કુચીઓ પાસેજ રાખતો તેણે દરવાજો ઉઘાડ્યો દરવાજો ઉઘડતાજ પહેલી રોઝા અંદર પેઠી, અને બારલેની પાસે જઇને તેનુ શરીર અવ્યવસ્થિત રીતે આડુ પડ્યુ હતુ, તેને એણે અત્યંત સભાળથી હળવે રહીને બરાબર સ્વસ્થપણે ચત્તુ સુવાડ્યું.

પડી પોતાના ઝભ્ભાની ચાળ વડે તેને પવન નાખ પ્રયત્ન કરવા લાગી ચાર્લ્સ તેની નાડ જોવા લાગે

એટલામા બારસે મૂર્છામા ને મૂર્છામાજ બબડ્યો—" મારૂ ગુલાબ! મારૂ કાળુ ગુલાબ! ઓ. ઓ "

ફ્રાન્સીસ ચમક્યો રોઝા પ્રત્યે જોઇ બોલ્યો—ગુલાબ ? એ શુ ?"

" એ તો કાળા ગુલાબનુ ફુલ બાપુજી, તમને નથી ? કાળા ગુલાબના ફુલને માટે ત્રણ લાખ ગ ઇનામ છે, તે "

" ત્રણ . લાખ ગીલ્ડર ? " તે કંઇક સ બોલ્યો—" હહહ આ જેકબ કંઇક વાત કરતે ખરો "

" તેવુ કાળુ ગુલાબ અમે ઉગાડ્યુ છે "

" કોણે ? "

રોઝાએ જોયુ કે આ વખતે ડોસાની બધી વાતનો સ્ફોટ કરવામા નહિ આવે, તો જતા વધારે ગુચવાડો અને મુશ્કેલી ઉભા થશે ચતુરાઇથી બધુ કહી દેવાનો નિશ્ચય કર્યો

આખમા અશ્રુ લાવી પિતાની આગળ ઘુ પડી તેના હાથ પકડી ને ગળગળે સાદે બોલી—

" બાપુજી, મે તમારો એક અપરાધ કર્યો ! ક્ષમા કરશો ? "

"તે અપરાધ કર્યો છે?" આયફ્સ ચમકીને બોલ્યો.

"હા. મને માફ કરો"

"પણ છે ..એએએ શુ?"

પળવાર વિચાર કરી રોઝા અચકાતા અચકાતા બોલી—"બાપુજી, હુ એને ..વ્હાલુ છુ..."

આયફ્સ ચોકયો. ડોળા ઉચા ચઢાવીને બોલ્યો—

"તુ...આને...વ્હાય છે? ..આને?...આ કેદીને? રોઝલી! આ તુ શુ બોલે છે?"

પણ રોઝાએ તેને કાઇ ઉત્તર આપ્યો નહિ. ડોસાએ એક પછી એક ઠપકાના વાકયો ફેકવા માડયા, પણ ચતુર બાળા તે અનુત્તરપણે સાભળીજ રહી.

થોડીવારમા બારથે પુન બબડયો—

"જેકબ ચોર! ..ચોર! લુચ્ચો!...પકડો, પકડો. ઓ ..આયફ્સ! જેકબને પકડો."

આ સાભળીને આયફ્સ વળી વધારે ચકિત થયો "એ શુ? જેકબ ચોર? એટલે? રોઝી, સાચુ બોલ આ બધુ શુ છે?"

"બાપુજી, તમારો જેકબ અમારૂ કાળું ગુલાબ ચોરીને નાસી ગયો છે"

"નાસી ગયો છે?" આયફ્સે પુન ચમકીને પૂછ્યુ.

"હા ઘરમા નથી"

ધીમે ધીમે રોઝાએ બધી વાત ડોસાને સમજાવીને

કહી. પોતે બારલેની પાસેથી કાળા ગુલાબના મુળીયા લઈ હતા તે, પોતાના ઓરડામા તેને વાવીને છોડ ઉગા હતો તે, જેલ બહારના ખાડામાથી મરોડી આણીને ર બારલેને આપી હતી તે, રોજ રાત્રે પોતે બાર મળવા આવતી હતી તે, અને અતે કાળા ગુલાબનુ કેવી રીતે ખીલ્યુ ને જેકબ તેને ચોરી ગયો તે વિ બધી વિગત તેણે પિતાને કહી તે સાભળીને પ્રાય પ્રથમ તો ચીઢવાયો પરંતુ રોઝાએ તેને ' ઇનામના લાખ ગીલ્ડર બારલેએ આપણને આપી દીધા છે ' કહ્યુ, એટલે તે નરમ થયો—પીગળ્યો અને તર બારલેની સુશ્રુષા કરવામા રોઝાને મદદ કરવા લાગ્યો



# પ્રકરણ ૨૪ મુ.

## ભરસભામાં ભંગાણુ.

તે દિવસે સાંજે મિ૰ હેરીસનની હવેલીમાજ હે કલ્ચર સોસાયટીના સભ્યોની જનરલ સભા મળી તેર આગળ એક લાબુ વિવેચન કર્યા બાદ પ્રમુખ સાહેબે ર ઝેક બોક્ષ્ટેલનુ કાળુ ગુલાબ રજૂ કર્યું ફુલને જોતાવા દરેક સભ્યના મુખમાથી ' ઓ હો !—વાહ !—શાબા —માર્વેલ !—" એમ કહીને કઇ આશ્ચર્યના ઉદ્ગ નીકળી પડ્યા પછી બધા કુડાની પાસે આવી ફુ

હાથ લગાડી તપાસવા લાગ્યા.

એક જણે સુંઘીને કહ્યું —"છે તો, ભાઇ, ગુલાબજ. એમા કાંઇ શક નહિ"

"આપના જેવા પરીક્ષકો આગળ બીજુ કોઇ ફુલ લઇ આવવાની કોઇની હિંમત પણ થાય ખરી કે ?" આયઝેક ધીમે રહીને બોલ્યો.

" વાસ ઘણીજ મધુર છે " બીજાએ અભિપ્રાય જાહેર કર્યો.

ત્રીજા એકે તે ગુલાબની એક પાખડી તોડી અને એક શીશીમા કઇક દવા ભરેલી હતી તેના બે ચાર ટીપા તેની ઉપર પાડ્યા થોડીવાર નિરીક્ષણ કર્યા પછી તે બોલ્યો—"રગ તો પાકો છે એ પણ નક્કી માલમ પડે છે, "

એ પ્રમાણે જૂદા જૂદા વિદ્વાનોએ જૂદી જૂદી રીતે તે ફુલની પરીક્ષા કરી આખરે પ્રમુખ સાહેબે કહ્યું—

"હવે જોવાનુ એટલુજ છે કે આ ગુલાબના છોડ-માથી ભવિષ્યમા જોઇએ તેટલા ગુલાબના ફુલો અને છોડવાઓ થઇ શકશે કે કેમ ?"

"તે જોવુ કઇ મુસ્કેલ નથી " એમ કહેતો એક વૃદ્ધ સભાસદ આગળ આવ્યો

તેણે પાસે પડેલુ એક કાચનુ કબાટ ઉઘાડી તેમાથી સૂક્ષ્મદર્શક યત્ર કાઢ્યુ પછી છોડ પર બેઠેલી એક કળી

તથા એક નાની ડાળી તોડીને તેણે ચપ્પુ વડે તે દરેકના વચ્ચેથી બે ચીરા કર્યા પછી સૂક્ષ્મદર્શક વડે તેને બારીકાઇથી જોવા લાગ્યો

થોડીવારે તે પ્રમુખ તરફ જોઇ બોલ્યો—"મને તો લાગે છે કે થશે છતા આપ જૂઓ .બધા જૂઓ"

પ્રમુખ તેમજ બીજા બધા એક પછી એક તે યત્ર લઇને ફુલીનુ નિરીક્ષણ કરવા લાગ્યા દરેક જણ પોતાને સૂઝે તે નવી રીતે કાળા ગુલાબની પરીક્ષા કરવા લાગ્યો

લગભગ પોણા બે કલાકે કાળા ગુલાબના ફુલ અને છોડની બાકી પરીક્ષા સપૂર્ણ થઇ બધા સભ્યોએ એક-મતે જાહેર કર્યુ કે આ કાળુ ગુલાબ જેવુ માગ્યુ હતુ તેવુ જ—માગ્યા પ્રમાણેની એકેએક શરત પૂરી પાડે એવુ છે—ઇનામને લાયક છે અને તેના માલિકને ઇનામ બક્ષિસ કરવામા જરાયે શકા રાખવાની જરૂર નથી

આયઝેકનો છાતી જોરથી ઉછળી તેનુ હ્રદય અત્યત વેગથી ધબકવા લાગ્યુ પોતે જાણે આકાશમા ઉડતો હોયને એવી એને ભ્રાતિ થઈ

બધા સભ્યોએ ખૂબ આનદપૂર્વક આયઝેકને અભિ-નદનો આપ્યા કેટલાકે એની પીઠ થાબડી કેટલાકે એની ફતેહ માટે થ્રી ચીયર્સ (જયજયકાર) બોલાવ્યા

અતે આવતી કાલે જાહેર સભામા ભારે માનપાન સહિત ત્રણ લાખ ગીલ્ડરનુ ઇનામ આયઝેકને ઇનાયત કરવાનો ઠરાવ કરી સભા વિસર્જન થઇ

× × × ×

બીજે દિવસે ઠરાવેલે સમયે હારલેમ શહેરના વિશાળ ટાઉન-હોલમા જાહેર સભા મળી સદ્‌ભાગ્યે તેજ દિવસે સ્હવારે મહારાજા વિલિયમ (ઓફ ઓરેન્જ) શિકારે નીકળેલા તે ફરતા ફરતા હારલેમ આવી પહોચ્યા હતા. હોર્ટીકલ્ચર સોસાયટીના પ્રમુખ તથા આગેવાન સભ્યોએ તેમની પાસે જઇ આ સભાનું પ્રમુખસ્થાન લેવાની વિનતિ કરી હતી તે તેમણે સ્વીકારી હતી તેથી આજની સભામા ભારે ઉત્સાહ અને આકર્ષણ રહેલુ હતુ જાહેર કરેલા સમય પહેલાજ આખો હોલ ચિકાર થઇ ગયો હતો

ત્યા-સભામ.-પ્રમુખ મહાશયના આસનની સામેજ એક સુશોભિત ટેબલની ઉપર કાળા ગુલાબનુ કુડુ ગોઠવેલુ હતુ બીજા એક નાનકડા પણ અતિ મૂલ્યવાન ટેબલ પર એક પારદર્શક કાચની બરણીની અંદર ત્રણ લાખ ગીલ્ડરની કીંમતના સુવર્ણ સિક્કાઓ ભરેલા હતા તેની પાસેજ એક ચાદીના સુદર કાસ્કેટની અદર આયઝેકને અર્પણ કરવાનુ માનપત્ર મૂકલુ હતુ

આયઝેક પ્લેટફોર્મની પાસે એક ખુરશી પર બેઠો હતો બરાબર સાડાચારને ટકોરે પ્રમુખ મહાશય પધાર્યા સભાજનોએ પુષ્કળ તાળીઓ અને આનદની કીકીયારીઓ વડે તેમને વધાવી લીધા મિ હેરીસને તેમની સામે જઇ આવકાર આપ્યો અને તેમને વિનયપૂર્વક તેમના સ્થાને દોરી જઇને બેસાડ્યા આસન પર બેસતા બેસતા તેમણે હેરીસનના ઓળખાવ્યાથી આયઝેક પ્રત્યે

જોઇ મ્હોં મલકાવ્યું આયઝેકે ઉત્તરમાં શિર હલાવી નમન કર્યું

પછી મિ હેરીસન ઉભા થયા તેમણે ટુંકાણમાં ભાષણ કરી સભાજનોને આયઝેકની ઓળખાણ કરાવી હોર્ટીકલ્ચર સોસાયટી, એ શું છે? આજ સુધીમાં તેણે શું શું કામો કર્યાં ને કરાવ્યાં છે? કાળા ગુલાબ માટે આટલું ઇનામ શા માટે અને કેવી શરતે જાહેર કરવામાં આવ્યું હતું? તે બધું પણ તેણે સક્ષેપમાં સમજાવી દીધું

પછી પ્રમુખ મહાશયે બોલવાનું શરુ કર્યું તેમણે શરૂઆતમાં કેટલીક રાજકીય બાબતો પર વિવેચન કર્યાં પછી રાજા તરીકે પોતાની અને પ્રજા તરીકે સભાજનોની શી શી ફરજો છે તે, અને તે ફરજો પ્રમાણિકપણે અને શ્રદ્ધાપૂર્વક અદા કરવાથી બન્નેને અરસપરસ શા શા લાભો થાય તે બધું લબાણથી સમજાવ્યું પછી હોર્ટીકલ્ચર સોસાયટીના વખાણ કરીને, રાજ્યમાં આવી આવી અનેક કળાઓની વિદ્વાન સસ્થાઓ સ્થપાય એવી પોતાની તીવ્ર ઇચ્છા છે એમ જાહેર કર્યું લોકોએ તે સાભળીને તાળી-ઓના ગડગડાટ કર્યા

ત્યારબાદ મહારાજાએ ગુલાબના ફુલની મધુ-રતા અને મહત્તા ઉપર કેટલુંક વિવેચન કરીને કાળા ગુલાબ વિષે ખાસ ભાર દઇને પોતાના વિચારો પ્રદર્શિત કર્યા પછી તેમણે ત્રણ લાખનું અનુપમ ઇનામ પ્રાપ્ત કરનાર આયઝેકને મુબારકબાદી આપી, અને તેને

સ્ટેજ પર આવી સભાજનોને પોતાના દર્શન દેવાની સૂચના કરી

આયઝેક ઉભો થયો ધીમે ધીમે ચાલીને તે પ્લેટ ફોર્મ પર આવ્યો તે વખતે ક્ષોભને લીધે તેના પગ ધ્રૂજતા હતા પ્રમુખ મહાશયના ટેબલની પાસે ઉભા રહીને તેણે પ્રથમ તો સર્વ સભાજનોને નમન કર્યું પછી ધીમે ધીમે બોલવા માડયુ

"માન્યવર પ્રમુખ મહાશય અને વિદ્વાન સભાજનો, પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી આજે હુ આપ સર્વની સમક્ષ આ અમૂલ્ય કાળુ ગુલાબ રજૂ કરવાને ભાગ્યશાળી થયો છુ આ મનોહર ગુલાબ—જેની પ્રમુખ મહાશયે હમણાજ આટલી બધી પ્રશસા કરી છે તે—ઉગાડવાને માટે મારે કેટલો બધો પરિશ્રમ લેવો પડયો છે અને કેટલુ બધુ દ્રવ્ય ખર્ચવુ પડયુ છે તેનો સવિસ્તર વૃત્તાત જો આપના જાણવામા આવે તો આપ જરુર આશ્ચર્યમા ડૂબી ગયા વગર રહો નહિ એમ હુ ખાત્રીથી માનુ છુ આજે લગભગ છ મહિનાથી હુ એની પાછળ મહેનત કરી રહ્યો છુ આ એક કાળુ ગુલાબ ઉગાડવાને ખાતર મે કેટકેટલા તો ઉજાગરા કર્યા છે, કેટલા બધા પુસ્તકો ખરીદ્યા છે, કેટલી બધી અમૂલ્ય દવાઓ વાપરી છે, કેટલા ઓજારો વસાવ્યા છે, વિધવિધ આકારના કેટલાં બધા તો કુડા ભાગ્યા છે—તે બધાનો પૂરેપૂરો ખ્યાલ તો મારાથી કદિ પણ શબ્દો દ્વારા આપી શકાય

એમ નથી હોર્ટીકલ્ચર સોસાયટીના મારા વિદ્વાન મિત્રો સિવાયના બીજા કોઇ ભાગ્યેજ તેની કલ્પના પણ કરી શકશે..."

એમ કહી આયઝેક પોતે કેટલા વર્ષનો પુષ્પશાસ્ત્રનો અભ્યાસી છે, આજ સુધીમા કયા ક્યા નવા પુષ્પો ઉગાડ્યા છે તે, તથા તે સબંધી પોતાને શુ શુ અનુભવો થયા છે તેનો વિગતવાર હેવાલ આપીને લગભગ અર્ધા કલાક પોતાનુ વ્યાખ્યાન પૂર્ણ કર્યુ તે વખતે સભાજનોએ પુષ્કળ ઉત્સાહથી દોઢ બે મિનિટ સુધી તાળીઓના ગડગડાટ અને ફાકાવાગીઓ ચાલૂ રાખ્યા

પછી મિ૦ હેરીસને ઉભા થઇ આઇઝેકને આપવાનુ માનપત્ર વાચી સભળાવ્યુ, અને પ્રમુખ મહાશય પ્રત્યે આયઝેકને માનપત્ર તથા ઇનામ સમર્પણ કરવાની વિનતિ કરી

મહારાજા ઉભા થયા તેમણે મુખ મલકાવી ઇશારત કરી આયઝકને પાસે બોલાવ્યો મિ૦ હેરીસને સુવર્ણ મહોરની બરણી પ્રમુખ મહાશયને આપી

ત્રણ લાખ ગીલ્ડર અને માનપત્ર આયઝેકના હાથમા મૂકતા પહેલા મહારાજા વિલિયમે વળી કાંઇક વિવેચન કર્યુ પછી " આપ સર્વ સભાજનોની સમ્મતિથી અત્યત આનદપૂર્વક હુ આ ઇનામ મિ આયઝેક બોક્ષ્ટેલને સમર્પણ કરૂ છુ " એમ બોલીને જેવા તેઓ તે વસ્તુઓ આયઝેકના હાથમા મૂકવા જાય છે તેવોજ હોલના દરવાજા તરફથી અત્યત તીવ્ર પણ હૃદયભેદક કારમો

અવાજ આવ્યો—

" ખબરદાર ! સાહેબ, ખબરદાર ! ! "

આખી સભા ચમકી ઉઠી

——(૦)——

## પ્રકરણ ૨૫ મું.

### " કોણ ઉખાડયું ? "

પળવારમા, અત્યત દોડવાને લીધે ધમણ પેઠે હાફતી, અને આખે શરીરે કપતી એક યુવતિ સભાની વચ્ચે આવીને ઉભી રહી, અને આવેશથી થડકતે અવાજે પુન બોલી—

" ખબરદાર, સાહેબ, આને ઇનામ આપશો નહિ—એ ચોર છે ! "

" હે ? " મહારાજાના મુખમાથી ઉદ્ગાર નીકળી પડયો

વાચનારે રાઝાને ઓળખીજ હશે

બીજી પાચ સાત સેકન્ડમા એક વૃદ્ધ પુરૂષ લાકડી ઠોકતો ઠોકતો સભાની વચ્ચે આવી પહોચ્યો જેવી તેની અને પ્રમુખ મહાશયની નજર મળી તેવાજ તેમના મુખમાથી શબ્દો નીકળી પડયા—

" કોણ ? આપફુસ ? "

" હાજી. " ડોસાએ ઉત્તર આપી નમન કર્યું, અને બોલ્યો—" મહારાજા સાહેબ, આ માણસ—જેકબ—ચોર છે, "

વાચનાર! આ વખતે પ્લેટફોર્મ પર ઉભેલા આયઝેકની શી સ્થિતિ થઇ હશે તેનો ખ્યાલ તુ જાતેજ કરી લેજે. કારણ કે તેનુ યથાસ્થિત વર્ણન કરવાને માટે ભાષામા પૂરતા શબ્દોજ નથી

આયઝેકનો ચહેરો પ્રથમ તો ધોળો પૂણી જેવો થઇ ગયો તેનુ હૃદય દશ હોર્સ પાવરના ઓઇલ એન્જીન પેઠે ધબકારા મારવા લાગ્યુ પરતુ અડધીજ મિનિટમા પાછો સ્વસ્થ થઇ ગયો અને મહારાજા પ્રત્યે જોઇ બોલ્યો,

" મહારાજા સાહેબ, આ બનેના કહેવા પર આપ જરાયે લક્ષ આપશો નહિ આ છોકરી તો ગાડી છે અને આ ડોસો મને ઓળખતોજ નથી મારુ નામ જેકબ છેજ નહિ. "

" ગાડી ! ગાડી ! " સભામાથી કોઇક બોલ્યું

" હુ . ગાડી નથી " રોઝા પોતાથી અને તેટલે મોટા ઘાટો પાડીને ભાર દઇ બોલી

આયઝેક પણ મોટેથી ઘાટો પાડીને બોલ્યો—"તારુ નામ જેકબજ છે તુ ચોર છે, ચોર "

આખી સભામા ભારે ખળભળાટ થઈ રહ્યો કેટલાક પાછળના ભાગમા બેઠેલા હતા ને ઉભા થઇ ગયા, અને સભાની વચ્ચે શુ થાય છે તે જોવાને માટે એક બીજાન માથા પરથી ડોકીયા કરીને ધમાલ મચાવવા લાગ્યા

મહારાજા સાહેબે બરણી પાછી ટેબલ પર મૂકી દીધી, અને પોતાના આસન પર બેસી જતા કહ્યુ—

"આમા કઇક ઘોંટાળો છે, તેનો પહેલા નિકાલ લાવવો પડશે "

" જરુર કઇક ઘોટાળો છેજ" સભામાથી એક જણ પહાડી અવાજે બોલ્યો

થોડીવાર વિચાર કરીને મહારાજાએ રોઝા પ્રત્યે જોઇને કહ્યુ—"છોકરી, બોલ, તારે શુ કહેવુ છે ? "

" સાહેબ, આ કાળુ "

રોઝાને અટકાવીને આયફ્સ વચમાજ બોલી ઉઠયો—"અરે મૂર્ખી ! આ તો મહારાજા વિલિયમ છે, મહારાજા વિલિયમ જરા વિવેકથી તો બોલ"

"મહારાજા સાહેબ, આ કાળા ગુલાબનુ ફુલ, જેને માટે આપ આ પ્લેટફોર્મ પર ઉભેલા ગૃહસ્થને ત્રણ લાખ ગીલ્ડરનુ ઇનામ આપવા તત્પર થયા છો તે ગુલાબ ખરુ જોતા એનુ ઉગાડેલુ છેજ નહિ "

" ત્યારે કોણે ઉગાડેલુ છે ? "

" બીજાએ "

" તે ? "

રોઝા જવાબ દેતા અચકાઇ તે વિચારમા પડી કે નામ પોતાનુ આપવુ કે બારલેનું એટલે આયઝેક ઉત્સાહમા આવીને બોલી ઉઠયો—

" જોયુ ને ? મહારાજા સાહેબ, હવે એ કેવી વિચારમા પડી ગઇ ! જો આ ગુલાબ એણે ઉગાડયુ હોય તો એ શા માટે છાતી ઠોકીને હા કહે નહિ ? એ હવે

પાટીયા ગોઠવે છે . .."

આ સાભળીને રોઝા ચીડવાઇને મક્કમપણે બોલી ઉઠી —" હુ કાંઇ પાટીયા ગોઠવતી નથી મહારાજા સાહેબ, આ કાળુ ગુલાબ બ્યૂટન જેલમા પુરાયલા આપના કેદી વાન બારલેએ ઉગાડ્યુ છે "

રોઝાએ કેદી વાન બારલેનુ નામ જાહેર કર્યું તેથી આયઝેક ચકિત થઇ ગયો એણે તેમ થવાની આશા રાખી ન હતી

" કેદી વાન બારલેએ ઉગાડ્યુ ? " મહારાજા સાહેબના, સોસાયટીના સભ્યોના, તેમજ ઘણાએક સભાજનોના મુખમાથી એવી મતલબના કંઇ કંઇ ઉદ્ગારો તેજ વખતે નીકળી પડ્યા

" હાજી " રોઝાએ પ્રથમ મહારાજાની અને પછી બીજા બધાની તરફ જોઇને ઉત્તર આપ્યો

" એમ બનેજ કેવી રીતે ? " આયઝેક બોલ્યો— " કેદીઓ તે વળી ફુલ ઉગાડતા હશે ? આ બીલકુલ ખોટી વાત લાગે છે "

" ખોટી વાત નથી. " રોઝા બોલવા જતી હતી, તેને અટકાવી આયઝેક બોલ્યો—

" પણ કેદીઓને એવુ કશુ કરવાનો હકજ હોતો નથી. તેમની પાસે નવિન પુષ્પો ઉગાડવાને જોઇતા સાધનો પણ હોતા નથી તો પછી આ બનેજ કેમ ? "

" બધુ બની શકે એમ છે ' રોઝા બોલી—" મહા-

રાજા સાહેબ, આ કાળા ગુલાબનુ મૂળીયુ વાન બારલેએ કેદી થતા પહેલાજ બનાવ્યુ હતુ અને જેલમા આવ્યા પછી તેમણે તે મને આપ્યુ હતુ અને તેમની સુચના પ્રમાણે મે જાતે ઉગાડયુ છે "

" આ બધા બનાવટી વાતો છે " આયઝેક બોલી ઉઠયો ગ્રાયફમને ચીઢ ચઢી

" અરે ઓ જુઠ્ઠા જેકબ ! શા માટે હજુ તારો ઢોંગ છોડતો નથી ? હવે તારૂ પોકળ ઝાઝો વખત ઢંકવાનુ નથી મહારાજા સાહેબ, આ માણુસ—જેકબ જીસલ "

" મારૂં નામ જેકબ છેજ નહિ આયઝેક બોક્સ્ટેલ છે કાકા, તમે મને કોઇ બીજોજ માણુસ ધારીને ભૂલથાપ ખાઓ છો "

" હુ જગગે ભુલથાપ ખાતો નથી મહારાજા સાહેબ, આ માણુસ જેકબ જીસલનુ નામ ધારણુ કરીને મારે ત્યા પદર વીશ દિવસ થયા રહેતો હતો, અને ગઇ કાલે રાત્રેજ મને કહ્યા કહાવ્યા વગર અચાનક ઉઠીને અહી નાશી આવ્યો છે "

" ને મારા ઓરડામાથી ગુલાબના ફુલનુ કુડુ ચોરીને લઇ આવ્યો છે " રોઝા તરતજ બોલી ઉઠી

આયઝેકને કઇક વિચાર આવતા તે હિમત લાવી પોતાના કુડા પ્રત્યે નિર્દેશ કરી બોલ્યો,—" છોકરી, જીઝસ-ક્રાઇસ્ટના સોગન લઇને તુ બોલ કે આ કુડુ તારૂજ છે."

રોઝાએ જોયુ તો પોતાના કુડા કરતા આ કુંડું

કઇક મોટુ અને જુદાજ ઘાટનુ હતુ તે શુ ... આપવો તેનો વિચાર કરતી હતી એટલામાજ ... પાછલા ભાગમાથી એક અવાજ આવ્યો–

"મહારાજા સાહેબ, આ વિદ્વાન મિસ્ટર આ... આ કુરૂ ગઇ કાલેજ હારલેમને દરવાજેથી નાખ્યુ ... ધુ છે"

સત્યાનાશ!

તે અવાજ કોનો હતો? આખી સભાએ તે ... તેના પ્રત્યે જોયુ

વાચનાર, જેણે કોર્નેલ ડેવિટ અને ... ડેવિટને પોતાની ગાડીમા બેસાડીને લઇ ... ખુનસે ભરાયલા લોકોને હાથે મુકકા માર ખાધો ... અને લોકોએ જેના શીવાયના લોહી, કુહાડા અને હ... ધા વડે ચૂરેચૂરા કરી નાખ્યા હતા—તે ગાડીવાન... મુખમાથી ઉપરના શબ્દો બહાર પડચા હતા ... શીધ્રામ ભાગી ગયા પછી કટલેક દહાડે તેણે ... વેચાતુ લીધુ હતુ અને તે ભાડે ફેરવતો હતો ... તેનીજ ગાડીમા બેસીને આયઝેક હેગશી હારલેમ ... હતો કાળા ગુલાબને માટે પોતાની ગાડીની પાછળ ... મચાવેલી ધમાલને લીધે તે ફુલ વિષે તેની ... ઘણીજ જાગ્રત થઇ હતી તેથી જાહેર સભામા ... છે તે જોવા ખાતર તે અત્યાર સુધી હારલેમમા... હતો આયઝેકને ત્રણ લાખનુ ઇનામ મળે તે

પાસેથી થોડીક ખુશબખ્તિ માગવાનો પણ એનો વિચાર હતો પરંતુ સભામાં એણે જે દૃશ્ય જોયું તેનાથી આયઝેક પ્રત્યેનું બધુયે સન્માન એના હૃદયમાંથી ઓસરી ગયું હતું વળી કોર્નેલ ડેવિડના ધર્મપુત્ર તરીકે વાન બારલેને એ સારી પેઠે ઓળખતો હતો રોઝાએ આ આશ્ચર્યજનક ફુલના ઉગાડનાર તરીકે બારલેનું નામ આપ્યું, ત્યારથી રોઝા અને ગ્રાયફસ પ્રત્યે એને ઘણી સહાનુભૂતિ ઉત્પન્ન થઇ હતી

જીલીના એક વાક્યથી આખી સભામાં જાણે જૂદું જ વાતાવરણ પ્રસરી ગયું દરેક જણ પોતાની આસ-પાસ બેઠેલાઓ સાથે ઘુસપુસ ઘુસપુસ કરવા લાગ્યું. આયઝેકનો ચહેરો ફિક્કો પડી ગયો તે કંઇક ઉત્તર કે ઉપાય શોધી કહાડવાને ફાંફા મારી રહ્યો હોય એમ તેના ચહેરા પરથી સ્પષ્ટ દેખાતું હતું

અડધીક મિનિટ સુધી આખા હોલમાં શાંતિ પ્રસરી રહી, પછી મહારાજાએ શાંતિનો ભંગ કર્યો—

"છોકરી, હવે કાંઇ તારે વિશેષ કહેવાનું છે?"

"હા જી" રોઝા હિંમતપૂર્વક પણ નમ્રતાથી બોલી–"મહારાજ, ખરૂં કહેવાનું તો હવેજ છે"

"શું?" મહારાજે પૂછ્યું

આખી સભાના નેત્રો અને કાન રોઝાના મુખ પ્રત્યે વળ્યા રોઝા મક્કમ અને સ્પષ્ટ અવાજે બોલી–"આ મિસ્ટર જેકબ ઉર્ફે આયઝેક, આ કાળું ગુલાબ પોતે

ઉગાડયુ છે એમ કહે છે, તો હુ તેમને પૂછુ
આ છોડવાની મદદ સિવાય તેઓ બીજુ કાણુ
ઉગાડી શકશે કે ખરા ?"

મહારાજાએ આયઝેક પ્રત્યે જોયુ

બીજી કોઇ વ્યક્તિને જવાબ દેવાનો હોત
આયઝેક આ વખતે "હા હા ખુશીથી ઉગાડી શ
એમા તે શુ મોટી વાત છે ?" એમ જવાબ
જરાયે અચકાયો ન હતો પણ આ તો મહારાજા વિ
હતા તેમની આગળ એ પ્રમાણે સ્પષ્ટ શબ્દોમા ક
પછી પોતાથી કાણુ ગુલાબ ન ઉગ્યુ તો ?
ખોટી ધાપ મારીને પોતાને છેતરવા માટે મહારાજા
ફાંસીએ પણ લટકાવી દે મહારાજા વિલિયમ
હોલેન્ડના સાતે પરગણાનો માલિક ! તે, પોતાની
ઠગાઇ કરનારને કોઇ પણ શિક્ષા કરવાને મુખત્યાર ।

આવા ભયથી આયઝેક પ્રમુખ મહાશયના '
ઉત્તર આપતા કઇક અચકાયો મહારાજાએ કહ્યુ —"
શુ વિચારમા પડી ગયા ?"

"બનતા સુધી મારો બીજો પ્રયત્ન પણ (
નહિ જાય " અતે આયઝેક બોલ્યો

"ઠીક ' એમ કહી મહારાજાએ રોઝાને પૂછ્યુ
"બાળા, હવે તુ કહે—આ છોડની મદદ સિવાય
ફુલ ઉગાડી શકાશે ?

રોઝાએ જવાબ શબ્દોમા ન આપ્યો પોતાના

ના આગલા બટન ખોલી અંદરના ખીસામાં અત્યંત સંભાળથી સાચવીને આણેલું પેલું, આજ સુધી એના ઓરડામાં કબાટની ઉપર કંડીયાને તળીયે સંતાડી રાખેલું ત્રીજું મૂળીયું કાઢયું, અને નમ્રતાયુક્ત પ્રગલ્ભતાથી પ્રમુખ મહાશયના ટેબલ તરફ આગળ વધીને તેને ટેબલ પર મૂકતાં બોલી—

" મહારાજા સાહેબ, આ મૂળીયામાંથી આના જેવું બીજું કાળું ગુલાબ ન ઉગે તો હું મારા હાથના કાંડા કાપી આપીશ "

આખી સભાએ તે શબ્દો સાંભળ્યા, ને સૌ કોઈ રોઝાની હિંમત જોઇને દિઙમૂઢ થયા

હજુયે તે મૂળીયું તેના તેજ કાગળમાં વીંટાળેલું હતું મહારાજાએ તે હાથમાં લીધું ઉપરનો કાગળ ઉકેલી મૂળીયું બારીકાઈથી તપાસવા માંડયું

એટલામાં અચાનક એક પવનનો ઝપાટો આવ્યો, અને ટેબલ પરનો કાગળ ઉડીને રોઝાના દીલ પર પડયો તેણે તે તરતજ ચપળતાથી પકડી લીધો

મહારાજાસાહેબે મૂળીયું તપાસતાં તપાસતાં કહ્યું—"જો આ મૂળીઆમાંથી કાળું ગુલાબ ઉગી શકે એમ હોય—તો—તો—" એમ બોલતાં બોલતાં તે કંઈક વિચારમાં પડી ગયા પણ પછી તરતજ વાન હેરીસન પ્રત્યે જોઇ બોલ્યા—" મિ० હેરીસન, એ બાબતની તપાસ તો તમેજ સારી રીતે કરી શકશો લ્યો, આ જુઓ તો ખરા."

મહારાજાએ હેરીસન તરફ હાથ લંબાવ્યો તે મૂળીયું હાથમાં લઇ ઝીણવટથી તપાસવા ? બેએક મિનિટ નિહાળ્યા પછી પોતાની આસપાસ સોસાયટીના બીજા સભ્યોને આપ્યું અને પોતે નાનકડા ટેબલ પર ગોઠવેલા કાળા ગુલાબના કુંડાની આવી તેમાંના છોડનો મૂળીઆ આગળનો ભાગ તીવ્ર દૃષ્ટિથી નિહાળવા માંડયો તેમ કરતા તેણે ;ક

"આ છોડમાં અને એ મૂળીઆમાં અજબ સરખાપણું છે એમા તો કંઇજ શક નથી બંનેના છાલ, રેસા, કુમાશ એક સરખા લાગે છે દેખાવ રથી નક્કી એમ લાગે છે કે એ મૂળીઆમાથી ચ છોડ......"

મિ૦ હેરીસન પોતાનું વાકય પુરૂ કરે તે જ—કોણ જાણે કેમ—રોઝાના મુખમાથી શબ્દો પડયા

"અરે ઓ! ઓ! આ શું?"

રોઝા તે શબ્દો એટલે મોટેથી બોલી ક આખી સભાનું ધ્યાન તેના પ્રત્યે આકર્ષાયું મહા આશ્ચર્યથી પૂછયું—

"કેમ? શું છે?'

પોતાના હાથમાનો કાગળ પ્રમુખ મહાશયના પર રજૂ કરતા તે બોલી—

"લ્યો. આ જૂઓ"

## પ્રકરણ ૨૬ મુ.

### સંઘરેલો સાપ પણ—

અત્યંત રોમાંચિત ઉત્સુકતાથી મહારાજા વિલિયમે તે કાગળ લીધો, અને મનમાંજ વાંચ્યો, વાંચી રહેતાંજ તેમના મુખમાંથી ઉદ્‌ગાર બહાર પડયા—"આ તો અજબ જેવું છે"

વાચનાર! એ કાગળમાં એવું તે શું લખ્યું હતું કે તેથી મહારાજા ચમક્યા હશે? તને યાદ ન હોય તો લે, આ વાંચ —

"મારા લાડકા ધર્મપુત્ર,

આ ચિઠ્ઠી મળતાંની સાથે તરતજ, જરાએ વિલંબ કર્યા વગર, તારા બીજા હજાર કામ પડતા મૂકીને તું પેલા કાગળોનું બંડલ—જે ગયા ઉન્હાળામાં એક દિવસ મેં તને રાખી મૂકવા સોંપ્યું હતું તે—બાળી મૂકજે એ કાગળો કેવા છે? કોના છે? તેમાં શું લખેલું છે તે જોવા માટે તું તે બંડલને ખોલવા પણ રહેતો નહિ એકદમ તેને ચૂલામાં મૂકીજ દેજે એ કાગળો ભયંકર છે ને તેના દર્શન માત્રથી પણ તું આફતમાં આવી પડશે, માટે તરતજ બાળી મૂકજે એમ કરવાથી તું મારી અને મોટાભાઇની પણ જીંદગી બચાવી શકશે એજ

લી૦, તારો ધર્મપિતા—કોર્નેલ."

ચિઠ્ઠી વચાઇ રહી છે એમ લાગતાજ રોઝા બોલી ઉઠી–" મહારાજા સાહેબ, વાન બારલેના નિર્દોષના સિદ્ધ કરવાને આ ચિઠ્ઠી પૂરતી નથી શુ ?"

" કેમ કહી શકાય ? " એમ મહારાજાએ જવાબ આપ્યો અને ઉભા થયા આખી સભાને ઉદ્દેશીને તેમણે કહ્યુ —

" માનવત સભાજનો, આજની આ સભાએ ભૂતકાળમા કદિ નહિ ઉદ્દભવેલુ હોય તેવુ આશ્ચર્ય અને ગુચવણીઆ પ્રશ્નો ઉત્પન્ન કર્યા છે તે બધાનો નિકાલ અત્યારે ને અત્યારે આવી શકે એમ નથી અને તેનો નિકાલ થયા વગર આ ઇનામ અને માનપત્રનો હકદાર કોણ છે તે નિશ્ચિત થઇ શકે એમ નથી તેથી અત્યારે હુ આ સભાને મુલતવી રાખુ છુ " પછી મિ૰ હેરીસન તરફ જોઇ તેમણે કહ્યુ, " એક કલાક પછી હું આ બને પક્ષકારોની ખાનગીમા મુલાકાત લેવા ઇચ્છુ છુ ત્યાસુધી બનેને તમે સન્માનપૂર્વક જૂદા જુદા રાખજો "

ધીમે ધીમે સભા વિસર્જન થઇ ગઇ

× × × ×

મહારાજા વિલિયમ પોતાને ઉતારે ગયા અને શ્રમિત થયેલા મગજને ઉપાહાર અને મદિરા વડે ઉત્તેજિત કર્યા પછી–એક કલાકે–તેમણે પ્રથમ આયઝેકને પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો નોકર તેડવા ગયો.

થોડીજ વારમા તે નોકર દોડતો પાછો આવ્યો

" મહારાજાધિરાજ, આયઝેક તો નથી "

" હે ? નથી ? ક્યા ગયો ? "

"તે તો કાણુ જાણે હેરીસન સાહેબ કહે છે કે આયઝેક તેમને ઉતારે નથી તેમનો સામાન પણુ કાઇ નથી તે નાશી ગયા હોય એમ લાગે છે" નોકરે જવાબ આપ્યો—"હેરીસન સાહેબ જાતે તે છોકરી અને ડોસાને તેડીને આવે છે"

થોડી વારમા ત્રણે જણા આવી પહોચ્યા વાન હેરીસને કહ્યું—' મહારાજા સાહેબ, મિ૰ આયઝેક ઓક્ટેલ નાશી ગયા હોય એમ લાગે છે"

"ખરેખર ?"

"હાજી, ખરેખર જે ખડમા તેમને ઉતારો આપવામા આવેલો તે ખાલી છે અને મકાનમા બીજે કોઇ સ્થળે તેમનો પત્તો નથી"

"જો એમ હોય તો એ માણસ ઢોંગી હતો અને આ કુમારિકાનુ કહેવુ સાચુ છે એમ ખુલ્લી રીતે પુરવાર થઇ જાય છે કેમ, ખરૂ ને ?"

"હાજી મારૂ પણુ એમજ માનવુ છે"

મહારાજાએ રોઝા પ્રત્યે જોયુ તેના મનોહર નેત્રો આનદથી નાચી રહ્યા હતા, તેનુ ગૌરવાર્ણું સુદર મુખ રતાશથી પ્રફુલિત થયુ હતુ

"ભાગ્યવત બાળા, અત્યત અણીને સમયે આવી પહોચીને તે અહી ભારે ઉથલપાથલ મચાવી દીધી છે.

માત્ર દશ મિનિટનો ફેર પડયો હોત તો આ મહા-
ઇનામ અને માનપત્ર એક દ્રોહી, દગારા માણસને આપ
દેવામાં આવ્યાજ હોત આયઝેકના સદસ્ય થઇ જવાથે
મારે તારા હકની બાબતમાં કંઇ પૂછવાનું રહેતુંજ નથી

આયઝ્ક ડોસાની તરફ જોઇ તેમણે કહ્યું—

"અને કાકા, તમારે અહીંથી સીધા બ્યૂટન જઇને વા
બારલેને જેલમુક્ત કરવાનો છે તે"

"હું ?" રોઝાના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયો—
"ખરેખર ?"

"હા તે બાબતનો લેખિત હુકમ હું પછી મોકલ
આપીશ," મહારાજાએ કહ્યું

હુકમ સાંભળીને આયઝ્ક ડોસાને આનંદ તો થયો
પરંતુ તે તેણે દર્શાવ્યો નહિ કોઇ પણ કેદી આવે
જાય, પૂરાય કે મુક્ત થાય તેમાં અને—જેલરને—શા મા
હર્ષશોક થવો જોઇએ ? એણે તો હુકમ સાંભળીને મા
ડોકુંજ નમાવ્યું

પણ રોઝાની આંખમાં તો ઝળઝળીયાં આવી ગ
હતાં, તેનો કંઠ રૂંધાઇ ગયો હતો

અહા ! જ્યારે તે બારલેને છેલ્લું ચુંબન કરીને હારલે
આવવા માટે બાપુજીની સાથે નીકળી, ત્યારે કોને સ્વપ્ને
ખ્યાલ હતો, કે માત્ર ચોવીસ કલાક પૂરા થાય તે પહે
લાંજ બારલે જેલમુક્ત થશે ?

અને-પોતે જેલમુક્ત થયાની વાત અચાનક જાણ

ત્યારે બારલેને કેટલો ગયો હર્ષ અને કેટલું મધુ આશ્ચર્ય થશે ?

રોઝા આનદના અતિરેકથી મહારાજાના આસન તરફ દોડી, અને તેના ચરણમા નમી પડતા મહા પ્રયાસે રૂધાયલા કંઠે જેમ તેમ બોલી—

"ઓ કૃપાળુ મહારાજા, હુ આપનો શો ઉપકાર માનુ ?"



## ઉપસહાર

વાચનાર ! હવે થોડુજ કહેવાનુ કે

તેજ રાત્ર આયકૂસ ટાગો કરીને ન્યૂટન ગયો બારલેને તેડીને બીજે દિવસે બપોર પહેલા પાછો આવ્યો સાજે પુન સભા મળી તેમા બારલેને માનપત્ર, અને રોઝાને ત્રણ લાખનુ ઇનામ બક્ષિસ કરવામા આવ્યુ ઠગારા આયઝેકને પકડી લાવવા માટે એક હજાર ગીલ્ડરનુ ઇનામ જાહેર કરવામા આવ્યુ

ત્યારેજ વાન બારલેએ જાણ્યુ, કે જેકબ ગીસલ તે બીજો કોઇ નહિ, પણ પોતાનોજ ડોરટ ગામનો પડોશી

× × × ×

બીજે દિવસે આયકૂસ, રોઝા અને બારલે હેગમા

પાછાં આવ્યા ત્યા તેમને મહારાજા સાહેબનો લેખિત હુકમ તથા બારસેની જપ્ત થયેલી મિલકત પાછી મળવા બાબતના કાગળ, મહારાજાની સહી સિક્કા સાથના મળ્યા

ડોમાના આનદનો પાર રહ્યો નહિ ત્રણ લાખ ગીલ્ડરની આશા હોવા છતા, કફમા પડેલા બારનની સાથે પ્રણય-સબંધ બાધવા માટે તે છેવટ સુધી રોઝાની રૂપ વખનોવખાન ચીઢિયા કર્યા કરતો હતો પરંતુ મહારાજાએ બારસેના છૂટકારાનો હુકમ આપ્યો ત્યારથી તે બીલકુલ ફેરવાઇ ગયો હતો હેગમા આવ્યા પછી બીજેજ રવિવારે તે બને જણાને દેવળમા લઇ ગયો અને ત્યા તેમના લગ્ન કરી આપ્યા વાન બારસેના જેવો ધીમાન, શ્રીમાન કુળ વાન અને રૂપવાન જમાઇ એને બીજો ક્યા મળવાનો હતો?

થોડે દિવસે તેઓ ત્રણે જણા ડોરટગામ ગયા અને ત્યાજ રહેવા લાગ્યા

× × × ×

ગાડીવાન જીલી, જેની ગાડીમા ઓચિન્તી અને બારસેએ હારલેમ આવજા કરી હતી, તેને બારસેએ હમેશને માટે પોતાની સાથે રાખી લીધો પહેલી સફર પછી તેમનો પરિચય ઘણો વધી ગયો હતો અને પોતાના ધર્મપિતા પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવનાર જીલીને બારસેએ આ રીતે સરસ બદલો આપ્યો

* * * *

આયઝેકને માટે જાહેર કરવામા આવેલુ ઇનામ પ્રાપ્ત કરવાને કોઇ પણ માણસ ભાગ્યશાળી થયો નહિ તે વખતમા કઇ પોલિસોની પાસે આજના જેવા વૈજ્ઞાનિક સાધનો ફોટો, સાઉન્ડબોક્ષ વ૦ ન હતા આયઝેક હોલાડના કોઇ દૂરના ખૂણામાના ગામમા જઇને વસ્યો હશે અને ત્યાજ તેણે પોતાની બાકીની કમનસીબ જીદગી પૂરી કરી હશે, પરતુ તે ક્યા અને કેવી રીતે તે કોઇના જાણવામા આવ્યુ નથી

અત.

# બાકુલ

અરહે

રસભરી બાલ વાતોનો સંગ્રહ

એમાં પરીઓના રાજમહેલ છે.

જાદુઇ લાકડીઓના મંત્રખેલ છે.

દેવદાનવોના નર્તન છે.

બાલ સાહિત્યનો રસ ભંડાર છે.

જે કોઇ બાળક વાંચે

તે હસ્તે ચહેરે ફરે.

મનોરમ રંગબેરંગી પૂઠું—ઉંચા કાગળ

સાત આનાની ટિકીટ બીડો.

ગાંડીવ.

## પંજાબનું પ્રચંડ કાવતરૂં અથવા બ્રિટીશ સલ્તનત સામે ખુલ્લા બળવાની તૈયારી.

લડાઇનાં નગારા યૂરોપમા વાગી રહ્યા હતા, ત્યારે અમેરિકામાથી સ્વતંત્રતાની ધગશ પામી આવેલા ૭ ૭ ૫૮ ઉથા શીખો ઉત્તર હિન્દમા એક મહા ભયંકર રમખાણ જગાવવાની પેરવી કરી રહ્યા હતા હજારો તલ્વાર બન્દુક અને બોમ્બોના સરંજામ વડે તૈયાર થયેલા એ શીખો ઓગણીસ વરસના નવજુવાન કરતારસિંગની સરદારી હેઠળ દેવા જીવસટોસટના કેસરીયા કરવા તૈયાર થયેલા, ને લશ્કરની ટુકડી ટુકડીમા આગ પ્રસરાવી કેવો પગ દંડો જમાવેલો, અને પછી છેવટ એક સરકારી જાસુસે આખીય બાજી મિનિટભરમા કેમ ધૂળ મેળવી નાખી—ન રહેશો, વાચ્યા વિના, એ મર્મભેદી ઘટનાનું રસભર્યું ચિત્ર સાત આનાની ટિકીટ બીડો

